# ઈડર સંસ્થાનના કેટલાક પુરાતન અવશેષો


લેખક

**પંઢરીનાથ આ. ઇનામદાર** એમ.એ., બી.એસસી.

ડાયરેક્ટર ઑફ પબ્લિક ઈન્સ્ટ્રક્શન ઍન્ડ આર્કીઓલૉજી

ઈડર સંસ્થાન




**IDAR STATE**


ડિપાર્ટમેન્ટ ઑફ આર્કીઓલૉજી

ઈડર સંસ્થાન

હિંમતનગર

# નિવેદન

ઈડર સ્ટેટના ઐતિહાસિક અવશેષો વિષેની આ પુસ્તિકા જનસમાજ સમક્ષ રજુ કરતાં કેવા સંજોગોમાં તેનું પ્રકાશન શક્ય થયું છે તે નિવેદિત કરવાનું અસ્થાને નહિ ગણાય.

સંસ્થાનની શાળાઓનાં નિરીક્ષણ દરમિયાન પ્રાકૃતિક સૌન્દર્યની મારા મન ઉપર ઊંડી છાપ પડી. ટેકરીઓ અને ડુંગરાઓ, લચી પડતી વનરાજિઓ, વિશાળ નદીઓના જળપ્રદેશને પોતાના ઉરમાં સમાવતી રસવતી અને સમૃદ્ધ ખીણો, નૈસર્ગિક સરોવરો, અને એ સર્વના કીર્તિકળશ જેવા પુરાતન કલાના ભગ્નાવશેષોએ મારૂં ધ્યાન ખેંચ્યું. મનોહર મંદિરો, વિવિધ અંગમરોડવાળી સુંદર શિલ્પમૂર્તિઓ, પ્રાચીન યોદ્ધાઓની વીરત્વસૂચક સમાધિઓ અને સોપાનખચિત સુંદર વાવો ઇત્યાદિ પ્રાચીન કલાવશેષોમાં દિનપ્રતિદિન મારો રસ વધતો ગયો. મેં જોયું કે આમાંના કેટલાક અવશેષો અતિ પ્રાચીન હોઇ પુરાતત્ત્વના સંશોધન માટે ખૂબ અગત્યના હતા. આથી તેમને વધુ ખંડિત નહિ થવા દેતાં વર્તમાન સ્થિતિમાં સાચવી શકાય એવા ઉદ્દેશથી મે૦ દિવાનજી રાયબહાદુર, રાજરત્ન, લાલાશ્રી જગન્નાથજી ભંડારી, એમ. એ., એલએલ. બી., એમ. આર. એ. એસ., જેઓશ્રી પોતે એક ઊંચી કોટિના વિદ્વાન અને પુરાતન સંસ્કૃતિના પ્રેમી છે, તેમની સમક્ષ મેં અરજ નિવેદન કરી કે પુરાતત્ત્વ સંશોધનને માટે આ સંસ્થાનમાં પુષ્કળ વસ્તુઓ પડેલી છે. એ સર્વનું જો યોગ્ય સંશોધન થાય તો આ પ્રદેશની પ્રાચીન સમૃદ્ધિ અને પુરાતન ઇતિહાસ ઉપર

નવીન પ્રકાશ પડી શકે. એથી આ અવશેષોને સાચવી અને જાળવી રાખવાનું કામ કરવું જોઇએ. તેઓશ્રીએ આ બાબત નામદાર મહારાજાધિરાજ સાહેબ બહાદુર સમક્ષ નિવેદન કરવાનું વચન આપ્યું હતું. મહારાજાધિરાજ સાહેબ બહાદુર સંસ્થાનના પ્રાચીન ઇતિહાસ અને પુરાતન સંસ્કૃતિના પ્રેમી હોઇ, તેઓશ્રીએ પુરાતત્ત્વ સંશોધનનું એક અલગ ખાતું ખોલવાની મંજૂરીનું ફરમાન આપ્યું.

એ પુરાતત્ત્વખાતું અલગ સ્ટાફની શક્તિઓ માગતું વિશાળ ખાતું બની રહે ત્યાં સુધી એ સંભાળવાનું કામ મેં મારે શિરે લીધું. છેલ્લાં ત્રણ વર્ષ દરમિયાનની મારી મહેનતનું ફળ આ પુસ્તિકામાં મૂકવાની હું રજા લઉં છું. સંસ્થાનના પ્રાચીન ઇતિહાસ વિષેનું આ અલ્પ નિવેદન અને મંદિરો, ઘુમ્મટની છતો, શિલ્પમૂર્તિઓ તથા વાવોનાં આ પુસ્તિકામાં આપેલાં ફોટોચિત્રો જનસમાજની રસવૃત્તિને જાગૃત કરી આ પ્રદેશના પુરાતન ઇતિહાસ અને સંસ્કૃતિ ઉપર પ્રકાશ પાડવામાં ઉપયોગી થશે તો હું મારો શ્રમ સાર્થક થયો લેખીશ.

મહારાજાધિરાજ સાહેબ બહાદુરે જે ઉદારતાથી પુરાતત્ત્વ-સંશોધનખાતું યોજવા માટે ઉમદા ગ્રાન્ટની મંજૂરી ફરમાવી છે તે બદ્દલ તેઓશ્રીનો તથા મે. દિવાનજી સાહેબના અવિરત સમભાવ અને સહાય બદલ તેઓશ્રીનો હું અત્યંત ઋણી છું.

**પંઢરીનાથ આ. ઇનામદાર**
ડાયરેક્ટર ઑફ પબ્લિક ઈન્સ્ટ્રક્શન ઍન્ડ આર્કીઑલોજી
ઈડર સ્ટેટ

હિંમતનગર
૧ નવેમ્બર ૧૯૩૬

# પ્રવેશક

## ભૌગોલિક પ્રદેશ

વેસ્ટર્ન ઇન્ડિયા સ્ટેટ્સ એજન્સીમાં આવેલું ઇડરનું રાજ્ય પહેલા વર્ગનું સંસ્થાન છે. લોકભાષામાં તો એ 'નાની મારવાડ'ના નામથી જ સુવિદિત છે; કારણકે તેનું અમલકર્તા રાજ્યકુટુંબ અગિયારમી સદીથી આજ સુધીમાં ત્રણ વખત રાજપુતાનાના મારવાડમાંથી અહીં ઊતરી આવેલું છે

ગુજરાતના ઇશાન કોણમાં સાબરમતી નદીની પૂર્વે ૨૩.૬ અને ૨૪.૩૦ના અક્ષાંશ તથા ૭૨.૪૯ અને ૭૩.૪૩ના રેખાંશ ઉપર આ પ્રદેશ પથરાએલો છે. ૧૬૬૯ ચોરસ માઇલનું તેનું ક્ષેત્રફળ છે.

તેની ઉત્તરે સીરોહી અને મેવાડનાં રાજ્યો, પૂર્વે મેવાડ અને ડુંગરપુર, દક્ષિણ તથા પશ્ચિમે અમદાવાદ જિલ્લાના બ્રિટિશ તાલુકાઓ તથા વડોદરા સંસ્થાનનો પ્રદેશ, અને ઇશાન કોણમાં દાંતા રાજ્ય આવેલાં છે.

### સીમા

અરવલ્લીની ટેકરીઓ જે આ રાજ્યની સરહદ ઉપર દક્ષિણ વળાંક લે છે તે ઉત્તર અને પૂર્વની તેની પ્રાકૃતિક સીમા છે. એ કારણે આ બાજુનો પ્રદેશ ડુંગરો અને અરણ્યોથી વિભૂષિત, રસવતી ખીણોથી ખચિત અને સઇ, હરણાવ, હાથમતી, મેશ્વો, વાત્રક તથા માઝુમ જેવી સાબરમતી નદીની શાખાઓથી જલ-

ભરિત છે. સાબરમતી નદી અને તેની શાખાપ્રશાખાઓ આ સંસ્થાનનાં પશ્ચિમ અને દક્ષિણનાં મેદાનોમાં થઇને વહે છે.

## વ્યવહારનાં સાધનો

અમદાવાદથી ૫૫ માઇલ દૂર આવેલા આ રાજ્યના હિંમતનગર સ્ટેશને અમદાવાદ-પ્રાંતીજ રેલવે દાખલ થાય છે જે ૪૦ માઇલ આગળ જઇ અંતઃપ્રદેશના ખેડબ્રહ્મા સ્થાને વિરમે છે. આ લાઇન ઉપર ઇડર અને વડાલી એ અગત્યનાં સ્ટેશનો છે. સંસ્થાનના અંતર્ગત પ્રદેશમાં ઠેરઠેર નિયમિત મોટર સર્વિસની બસો આવજા કરે છે. એ ઉપરાંત અમદાવાદથી હિંમતનગર સુધીનો, વર્ષાઋતુ સિવાય નિયમિત ચાલુ એક ગાડામાર્ગ પણ છે.

## પ્રાચીન અને ઐતિહાસિક સ્થળો

ખેડબ્રહ્મા, શામળાજી, ભવનાથ વગેરે યાત્રાનાં પુરાતન પ્રસિદ્ધ સ્થળો આ સંસ્થાનમાં જ આવેલાં છે. ખેડબ્રહ્મા એ રેલવેનું સ્ટેશન છે અને ભવનાથ તથા શામળાજી સુધી મોટરનો રસ્તો છે. મજકુર સ્થળોએ યાત્રાળુઓને મંદિરના સંચાલકો તરફથી ઉતારાપાણીની દરેક પ્રકારની સગવડ આપવામાં આવે છે. ઉપરોક્ત ત્રણે સ્થળો ઐતિહાસિક દૃષ્ટિએ પણ અગત્યનાં છે કારણકે ત્યાં પુરાતન મંદિરો અને પ્રાચીન કળાના સુશોભિત અવશેષો આવેલા છે.

તદુપરાંત હિંમતનગર, ઇડર, વડાલી, દાવડ, વડિયાવીર, કસનગઢ, આગિયા, મટોડા, પાંથલ, પોશીના, દેલવાડા, દેરોલ, પ્રતાપગઢ, રાયગઢ, ભિલોડા, ભેટાલી વગેરે બીજાંપણ ઐતિહાસિક અગત્યનાં સ્થળો છે. આ સર્વમાં રોડાના પ્રાચીન અવશેષો તો ઇતિહાસ, કળા અને પ્રાચીનતાની ત્રિવિધ દૃષ્ટિએ સર્વથી વધારે અગત્યના છે.

## પ્રાચીન ઇતિહાસ

પુરાતન કાળમાં આ સંસ્થાનની ભૂમિ આબાદ અને સમૃદ્ધ નગરીઓથી ભરપૂર હશે એમ અહીંતહીં મળી આવતાં સુંદર ઘાટનાં શોભિત મંદિરોનાં ખંડેરો, ઠેરઠેર વેરાએલી શિલ્પમૂર્તિઓ અને સ્થળેસ્થળે બાંધેલી સુશોભિત વાવો તથા કુંડો ઉપરથી જણાય છે.

પુરાણોમાંથી મળી આવતા ઉલ્લેખો મુજબ આ સંસ્થાનનો પ્રદેશ દ્વાપર યુગમાં વાતાપી અને ઇલ્વન નામના બે અસુર બંધુઓનું નિવાસસ્થાન હતો. એમણે આ પ્રદેશનું ખેદાનમેદાન કરી મૂકેલું તેથી અગસ્ત્ય ઋષિને એમનો નાશ કરવો પડ્યો, ભવિષ્યોત્તર પુરાણના આધાર મુજબ કલિયુગ પછી ૨૨૩૨ વર્ષે આ પ્રદેશમાં વેણીવત્સરાજ નામનો નૃપતિ રાજ્ય કરતો હતો. પ્રચલિત કહેતી મુજબ એનો જન્મ ઇડરની ડુંગરીઓમાં થએલો. એની માતા હિમાલયના પર્વતીય પ્રદેશના ગઢવાલ-તેહરીમાં આવેલા શ્રીનગર ગામના રાજાની રાણી હતી અને ત્યાંથી તેને ગરજ નામનો એક પક્ષી ઉપાડીને આ સ્થળમાં લાવેલો, જ્યાં તેણે ઉચિત સમયે એક પ્રતાપી કુંવરને જન્મ આપ્યો. વેણીવત્સરાજે અહીં કેટલાંક વર્ષો સુધી રાજ્ય કર્યા બાદ તેની નાગપત્નીની ઇચ્છાનુસાર તે આ સ્થળ ત્યજીને ચાલ્યો ગએલો. આજે પણ તારંગાના ડુંગરમાં તારણ માતાની ગુફા છે તે એના પાતાળમાં અદૃશ્ય થવાના સ્થાન તરીકે ઓળખાવવામાં આવે છે.

આ પછી લાંબા સમયે, ઇ. ના છઠ્ઠા સૈકામાં આરબ લોકોએ વલ્લભીપુરની ચલાવેલી લૂંટ પછી શિલાદિત્યના પુત્ર ગૃહાદિત્યે ઇડરનો રાજ્યપ્રદેશ ભીલ લોકોની પાસેથી જીતી લીધો. તેના

વારસોએ ઉત્તરોત્તર બસો વર્ષ સુધી રાજ્ય કર્યું; પણ ઇ. ૭૧૬માં ભીલ લોકોએ છેલ્લા રાજા નગાદિત્યને મારી નાખીને રાજ્ય પાછું લઇ લીધું. નગાદિત્યનો પુત્ર બાપા રાવળ મેવાડ તરફ ચાલ્યો ગયો અને હજી પણ તેના વંશજો ત્યાં રાજ્ય કરે છે.

કેટલાંક સૂર્યમંદિરોનાં ખંડેરો અને કેટલીક શિલ્પમૂર્તિઓ આ સૂર્યપૂજક રાજ્યવંશના અવશેષો રૂપે ક્યાંક ક્યાંક મળી આવે છે.

આ રાજ્યવંશ પછી મારવાડના પરિહારો અહીં આવ્યા. આશરે ૩૦૦ વર્ષ સુધી તેમણે આ પ્રદેશ પર રાજ્ય કર્યું. આ વંશના છેલ્લા રાજા અમરસિંહે દિલ્હીના ચૌહાણરાજ પૃથ્વીરાજની સાથે રહીને શાહબુદ્દીન ઘોરી સામે સમરાંગણ ખેડેલો અને લડતાં લડતાં જ યુદ્ધભૂમિ પર પોતાના શૂરવીર સામંતો સાથે તેણે સને ૧૧૯૩માં પ્રાણ છોડેલા. આજે પણ ઇડરની બાજુમાં રાણી-ઝોલાની ટેકરીઓ તરીકે જે બતાવવામાં આવે છે તે સ્થળેથી તેની રાણીઓ તેની પાછળ કૂદી પડીને સતી થએલી એવી લોકકથા પ્રચલિત છે.

એ સદ્ગત રાજાના એક ભીલ સામંત હાથીસોડે આ પછી કેટલોક વખત અહીં રાજ્ય કર્યું. પણ તેના વંશજ સામળિયા સોડે તેના નાગર પ્રધાનની પુત્રી રૂપાળીબાના હાથની માગણી કરવાથી, કનોજના મહાવીર રાજા જયચંદના પૌત્ર રાવ સોનીંગજી-ની મદદથી તેને મારી નાખવામાં આવ્યો.

રાવ સોનીંગજીએ સન ૧૨૪૬માં ઇડરની ગાદી હાથ કરી અને તેના વંશજોએ આશરે ૫૦૦ વર્ષ સુધી રાજ્ય કર્યું. રાવ રાજાઓ અત્યંત શૂરવીર હતા અને તેમના સમયમાં રાજ્યની સીમા ખૂબ વિશાળ અને આજના કરતાં ઘણી વધારે હતી. આ વંશના રાજ્યકર્તાઓ તળાવો, કુંડો, વાવો, મંદિરો વગેરે

લોકોપયોગી કામો વડે સદાને માટે આ પ્રદેશ ઉપર પોતાની સજીવ સ્મૃતિ મૂકતા ગયા છે.

આ વંશનો છેલ્લો રાજા રાવ ચન્દ્રસિંહ ઘણો નબળો થયો અને તેના સામંતો તથા પ્રધાનોને કબજે રાખવાને અશક્ત નીવડ્યો. તેણે ઇડર છોડયું અને વિજયનગર (પોળો)માં જઇને નિવાસ કર્યો. ત્યાં પોતાના જ સસરાને મારીને તેણે રાજ્યગાદી લીધી.

આ પ્રમાણે કેટલોક વખત અંધાધુંધી ચાલ્યા પછી જોધપુરના મહારાજ અભયસિંહજીના લઘુ બંધુઓ મહારાજ આણંદસિંહજી અને રાયસિંહજીએ સને ૧૭૩૧માં ઇડરની રાજ્યગાદીનો કબજો લીધો. હાલના રાજ્યકર્તા મહારાજાશ્રી હિંમતસિંહજી એ વંશના મહારાજ આણંદસિંહજીથી ૧૦મા રાજા છે. તેઓશ્રી પ્રસિદ્ધ યુદ્ધવીર મહારાજા જનરલ સર પ્રતાપસિંહજીના પૌત્ર છે અને સને ૧૯૩૧ની ૨૮મી એપ્રિલે તેઓશ્રીના પિતાશ્રી મહારાજા સર દૌલતસિંહજી સાહેબના કૈલાસવાસ બાદ ગાદી ઉપર આવ્યા છે.

२२७२४

# ઈડર સંસ્થાનના કેટલાક પુરાતન અવશેષો

**હિંમતનગર**

**સં**સ્થાનની હાલની રાજ્યગાદી અમદાવાદથી ૫૫ માઇલ દૂર હિંમતનગર મુકામે છે. હાથમતી નદી ઉપર એ ગામ વસેલું છે અને સને ૧૪૨૬માં ગુજરાતના સુલતાન **અહમદશાહે** એ વસાવ્યું હતું. પોતાના નામ ઉપરથી સુલતાને તેનું **અહમદ-નગર** એવું નામ રાખ્યું અને ઇડરના રાવરાજાઓના હલ્લાઓનો સામનો કરવા તેને સ્થાનિક રેતીઆ પત્થરનો મજબૂત કોટ તેણે ચણાવ્યો. હાલમાં એ કોટનો માત્ર એકજ ખંડિત ભાગ, આશરે ૪૦૦ ફૂટ લાંબો, હાથમતી નદીના કિનારા ઉપર કાલીમાતાના કુંડની બાજુમાં અવશિષ્ટ રહ્યો છે.

આ સ્થળની હવા અમદાવાદ કરતાં વધારે શીતળ હોઇ સુલતાન અહમદશાહ પોતાનો ગ્રીષ્મનિવાસ અહીં રાખતો. આજે જે જગ્યાએ રાજમહેલ છે તે ખડક પરજ તેણે મહેલ બંધાવેલો. સદ્ગત મહારાજા સાહેબ જનરલ સર પ્રતાપસિંહજી સાહેબે પોતાના પ્રિય પૌત્ર મહારાજા શ્રી હિંમતસિંહજી સાહેબના નામ ઉપરથી આ સ્થળનું નામ ફેરવીને હિંમતનગર રાખ્યું.

કાજીવાવ, જુમ્મા મસ્જિદ અને એક કુંડ એ આ મુસલમાન સમયના અવશેષો છે. કાજીવાવના શિલાલેખ મુજબ એ વાવ સંવત ૧૫૭૮ (સને ૧૫૨૨)માં સુલતાન મુઝફ્ફરશાહના વખતમાં ઇડરના સુબા મુબારિઝ-ઉલ-મુલ્કે બંધાવેલી. જુમ્મા મસ્જિદનો શિલાલેખ ગુમ થયો હોય તેમ જણાય છે, અને કુંડમાં જોકે એકે શિલાલેખ નથી તોપણ તેની બાંધણી વગેરે કોટના ચણતર સાથે એવી રીતે સંકળાએલી છે કે કોટની સાથે તે પણ સને ૧૪૨૬માં બાંધવામાં આવી હશે એમ અનુમાન થાય છે.

કુંડ એ મધ્યમ પરિમાણના એક જળાશય જેવો જ છે. તેની ચારે બાજુ એક આંગણ જેવું બાંધેલું છે અને દંતકથા કહે છે કે આ સ્થાને સુલતાનની બેગમો સ્નાનાર્થે અને નમાજ પઢવા માટે આવતી. તેમના આવજાવના માર્ગ તરીકે ટેકરી પરના મહેલથી અહીં સુધી એક ભૂમિગત માર્ગ—ભોંયરૂં હતું.

### ઈડર

ઇડર અનેકશત વર્ષો સુધી રાજ્યગાદીનું સ્થળ હતું. સને ૧૯૦૨માં મહારાજા સર પ્રતાપસિંહજી સાહેબે હિંમતનગર મુકામે ગાદી ફેરવી. સંસ્થાનના મધ્ય ભાગમાં ચોગમ આવેલી ઊંચી ટેકરીઓના પેટાળમાં ઇડર ગામ વસેલું છે. તેનું ઐતિહાસિક નામ ઇલ્વદુર્ગ અથવા ઇલ્વનનો દુર્ગ એવું છે. હિંમતનગરથી ૧૮ માઇલ ઉત્તરે તે આવેલું છે. ચોતરફ આવેલી ટેકરીઓ ઇડરના કુદરતી કોટ જેવી છે તેથી લોકભાષામાં એને 'ઇડરીઓ ગઢ' કહેવામાં આવે છે. આ સંબંધી અનેક દંતકથાઓ અને લોકગીતો પ્રચલિત છે. આ ગઢે અનેક હુમલાઓ સહન કર્યા છે અને અનેક વખત આગળ ધપતા દુશ્મનોને એણે સફળતાથી ખાળી રાખ્યા છે.

આ નગરમાં આક્રમણની આવી અનેક ઉથલપાથલો થઇ હોવાથી શહેરમાં અને ડુંગર ઉપર કેટલાંક જૈન મંદિરો સિવાય પુરાતન અવશેષો બહુ ઓછા જ જોવામાં આવે છે. વજ્રમાતાનું મંદિર, ડુંગરની ઊંચી ટોચ ઉપર બાંધવામાં આવેલુ રાવ ભાણની કુપિત રાણીનું લોકભાષામાં ઓળખાતું 'રૂઠી રાણીનું માળિયું', રાવ રણમલની ચોકી, કળનાથ મહાદેવ, લીંભોઈ ગામની પુરાતન વાવ, ઘાંટીની બાજુમાં આશા ડાભીની વાવ, અને ગામમાં ચતુર્ભુજની વાવ એ આ સ્થળનાં પુરાતન સ્થાનો છે. ડુંગરની હારની બીજી બાજુએ ગામની આસપાસ એક કોટ છે. આ બધાં સ્થળો ૧૪મી સદીથી પહેલાનાં હોય તેમ લાગતું નથી.

રણમલ્લેશ્વર, પાળેશ્વર અને રાણી તળાવ પણ ૧૪મી સદી કે તે પછીનાં જણાય છે. ડુંગરની પશ્ચિમ બાજુએ 'ફાટા તળાવ'ને નામે જાણીતું એક જૂના તળાવ જેવું સ્થાન જણાય છે અને ત્યાં રેતીઆ પત્થરને બદલે ઈંટો વાપરેલી જણાય છે.

અહીંના દિગંબર જૈનોના પુસ્તકાલયમાં કાનડી અને દેવનાગરી લિપિમાં જૂના તાડપત્ર પર લખાએલાં કેટલાંક પુસ્તકો છે જે ઉપરથી અહીંના જૈનાચાર્યો અને સાધુઓનો છેક દક્ષિણ હિંદ સાથે સંબંધ હશે એમ માનવાને કારણ છે. આમાંના ઘણાંખરાં ધાર્મિક અને કોઇ કોઇ વૈદક સંબંધીનાં પુસ્તકો છે.

### વડાલી

ઈડરથી સાત માઇલ ઉત્તરે આવેલું વડાલી ગામ આ સંસ્થાનમાં ઈડરથી બીજા નંબરનું ગામ છે. ડુંગરો વચ્ચેની ફળદ્રુપ ખીણના સપાટ પ્રદેશમાં તે આવેલુંછે. ચીની પ્રવાસી હ્યુએન-સંગના ઉલ્લેખ મુજબ ઇસ્વી સનના છઠ્ઠા સૈકામાં એ એક સમૃદ્ધ નગર હતું અને 'ઓચ્ચાલી' નામથી તેણે એનો ઉલ્લેખ કર્યો છે. ગુજરાતના

તત્કાલીન પાટનગર વલ્લભીપુરની મુલાકાતે જતાં તે અહીંથી પસાર થયો હોવો જોઇએ. બારમી સદીમાં આ સ્થળ વટપલ્લી તરીકે જાણીતું હતું. ગામના પ્રાન્ત ભાગોમાં પુરાતન મંદિરોના ખંડેરો પડેલાં છે એ ઉપરથી તે સમયે આ સ્થળ વિશાળ હશે અને પાછળથી તેનો વિસ્તાર ઘટી ગયો હશે એમ માનવાને કારણ છે.

સંવત ૧૨૬૪ (સને ૧૨૦૮)નો એક શિલાલેખ જેમાં વૈદ્યનાથ મહાદેવના મંદિરનો મંડપ બાંધવાનો ઉલ્લેખ છે તે, (પ્લેટ ૨૪ નં. ૫૫), સંવત ૧૩૨૯ (સને ૧૨૭૩)નો એક બીજો શિલાલેખ જે અર્જુનદેવના સમયનો છે અને જેમાં મંદિરને જમીન તથા હકસાઇ આપવા સંબંધીનો ઉલ્લેખ છે તે,અને સંવત ૧૨૭૫ (સને ૧૨૧૯)નો શાન્તિનાથના જૈનમંદિરમાં એક મૂર્તિના પગ પાસેનો શિલાલેખ છે તે વગેરે આ સ્થળની પ્રાચીનતાના પુરાવા રૂપ છે.

વૈદ્યનાથ મહાદેવનું મંદિર, શાંતિનાથ ભગવાનના મંદિરનો નીચલો ભાગ, રઘુનાથજી મંદિરની કેટલીક મૂર્તિઓ અને સ્તંભો, ગામના પૂર્વભાગમાં આવેલી વાવનાં પગથિયાં ઉપરની માતૃકાઓ અને ભગ્નમંદિરોના અવશેષરાશિઓ એ ભૂતકાળનાં સ્મારકો છે.

વડાલીમાં તેમજ સંસ્થાનનાં બીજાં ગામોમાં મંદિરોના ઘુમ્મટો અને શિખરો મુસલમાનોએ ખંડિત કરી નાખેલાં તેમને ફરીથી ઇંટોના સાદા ચણતર વડે ચણી લેવામાં આવેલા છે.

વડાલી અને તેની ઉત્તર બાજુએ વાવો તથા મંદિરોનાં ચણતર માટે વીવાત્ર અને દંત્રાલ નામના પોચા ગ્રેનાઇટ પત્થરોનો ઉપયોગ કરવામાં આવેલો છે. હિંમતનગરના રેતીઆ પત્થર કરતાં આનું ઘડતર જો કે વધારે મુશ્કેલ છે, પણ તેમાં કોતરણીકામ પુષ્કળ થઇ શકે છે અને તેના પર પૅાલિશ પણ સારો ચડે છે.

## ખેડબ્રહ્મા

ખેડબ્રહ્મા અથવા બ્રહ્મક્ષેત્ર–સંસ્થાનમાં સૌથી પ્રાચીન જગ્યા–વડાલીથી સાત માઇલ ઉત્તરે આવેલું છે અને હરણાવ, કોસામ્બી અને ભીમાશંકરી એ ત્રણ નદીઓના સંગમ ઉપર તે વસેલું છે.

ભૃગુઋષિએ આ સ્થળને પોતાના નિવાસસ્થાન તરીકે પસંદ કરી અહીં અનેક યજ્ઞ–યાગાદિ કરેલા. મહાદેવ, દેવી અને સૂર્યનાં મંદિરોના ભગ્નાવશેષો તથા વાવની જીર્ણ થએલી અને અર્ધખંડિત થએલી સ્થિતિ ઉપરથી જણાય છે કે આ સ્થળ પ્રથમ વિશાળ હશે પણ કાળના ઘસારાને લીધે એનો વિસ્તાર ઘટી ગયો હશે. ગામના પ્રાન્ત ભાગમાં તથા નદીના સામે કિનારે દૂર સુધી આવા અવશેષો છે એટલે સ્થળનો વિસ્તાર વધુ હશે એમ ચોક્કસ અનુમાન થાય છે. અદિતિની વાવમાંના એક શિલાલેખ પરથી સાબિત થાય છે કે છેક ૧૩ મી સદી સુધી આ સ્થળ ઘણી માતબર સ્થિતિમાં હશે. કહેવાય છે કે જૂના કાળમાં અહીં મંદિરો અને વાવો સેંકડોની સંખ્યામાં હતાં.

હજી પણ ૧૫ ઈંચ લાંબી, ૧૦ ઇંચ પહોળી અને ૪ ઇંચ જાડી ઇંટો જૂનાં મંદિરો અને ઘરોનાં ચણતરમાંથી મળી આવે છે. અને નવાં મકાનોનાં ચણતર માટે પાયાનું ખોદકામ કરતાં તો અનેક વાર હિંદુ અને જૈન મૂર્તિઓ મળી આવે છે.

ગુપ્ત સમયના રિવાજ મુજબ ઇંટો ઉપર આંગળાંની છાપ જોવામાં આવે છે. વળી જૂના ખંડેરોનું ખોદકામ કરતાં ગુપ્ત સમયના ચોથા સૈકાને લગતા યજ્ઞના અશ્વના ચિત્રવાળા 'ગધૈયા' છાપના સિક્કા પણ હાથ લાગે છે. આ બધું, આ સ્થળ અતિ પ્રાચીન છે એમ પુરવાર કરે છે.

બ્રહ્માજીનું મંદિર અને તેની સામેની વાવ, ભૃગુ આશ્રમ

અને નજીકનું ક્ષેત્રામ્બા માતાજીનું મંદિર, પંખનાથ મહાદેવનું મંદિર, અંબા માતાજીનું મંદિર, હાટકેશ્વરનું મંદિર, કેટલાંક જૈન દહેરાં અને વાવો એ સૌ જૂના સમયનાં સ્મારકો છે.

બ્રહ્માજીના મંદિરની બાંધણી (પ્લેટ ૨૧ નં. ૪૪) હેન્રી કઝેન્સના મત પ્રમાણે ૧૨મી સદીના કાળની છે. મંદિરનો ઘુમ્મટ, તેનું શિખર અને આગળનો ભાગ નાશ પામ્યા હશે કેમકે એ ઇંટોથી ફરીથી ચણવામાં આવેલાં છે. સુભાગ્યે મુખ્ય મંદિરનો અર્ધો ભાગ સચવાઈ રહ્યો છે અને એના ઉપર સુંદર કોતરણી કામ છે જેમાં દેવ, દેવીઓ, નર્તકીઓ વગેરેનો સમાવેશ છે. ત્રણ બાજુએ બ્રહ્માજીની ત્રણ મૂર્તિઓ પણ જોવામાં આવે છે. મંદિરનો ગર્ભભાગ કેવળ સાદો અને કોતરણી વિનાનો છે.

પૌરાણિક ઉલ્લેખો મુજબ ખુદ બ્રહ્માજીએ આ મંદિર ચણાવ્યું છે. કોઇ ઠેકાણે ભૃગુઋષિએ આ મંદિર ચણાવ્યું હોવાના પણ ઉલ્લેખો છે. પ્રાચીન કાળના આ સ્થાનમાં બીજાં અનેક મંદિરો ચણાએલાં હશે એથી આ મંદિર એ મૂળ બ્રહ્માજીનું જ મંદિર હોય એમ લાગતું નથી.

બ્રહ્માજીની મૂર્તિ (પ્લેટ ૬ નં. ૧૫) ૫' ૬" ઊંચાઇમાં છે અને તેની બંને બાજુએ તેની પત્નીઓ ઊભેલી છે. મૂર્તિ મૂળ હોય તેમ લાગતું નથી. સંભવિત છે કે મુસલમાનોએ મૂળ મૂર્તિને ખંડિત કર્યા પછી તૂટેલા ભાગોને ધોળા સીમેન્ટથી પાછળથી સાંધી લેવામાં આવ્યા હોય.

મૂર્તિઓની સાચવણ બાબતમાં જૈન લોકોએ વધારે દક્ષતા બતાવી મુસલમાનોના આક્રમણ વખતે તેમને સંતાડી રાખેલી હોય એમ લાગે છે. હજી થોડા જ સમય પહેલાં વર્ષા ઋતુના ધોવાણને લીધે જમીનમાં દાટેલી દિગમ્બર જૈનોની ૧૦૦ થી

વધારે મૂર્તિઓ હાથ લાગી છે. આમાંની કેટલીક ઇડરના ગઢ ઉપર દિગમ્બર જૈન મંદિરમાં રાખવામાં આવી છે અને તે બારમી સદીની હોય તેમ જણાય છે.

મંદિરની સામેની વાવ સુઘટિત અને વિશાળ છે. તેનો સમય નક્કી કરવા માટે એકે શિલાલેખ નથી, પણ ભૂખરિયા રંગના ગ્રેનાઇટ પત્થરનો તેમાં ઉપયોગ થએલો છે ને ઉપરથી તે ચૌદમી સદીમાં બંધાઇ હોવાનો સંભવ છે. ઊર્ધ્વભાગના આધારભૂત ટેકાઓ અને અંતર્ભાગના પાણીની નજીકના દેવદેવીઓના ગોખલાઓ ઉપરથી તે પુરાતન હોય તેમ જણાય છે.

નદીના સામા કિનારે એક ટેકરી ઉપર ગામથી અગ્નિ કોણમાં ભૃગુઋષિનો આશ્રમ આવેલો છે. નજીકમાં જ એક બાજુની ટેકરી ઉપર ક્ષેત્રામ્બા માતાજીનું મંદિર છે. આશ્રમમાં માત્ર એક નાનું શિવમંદિર છે. આ સિવાય બીજાં કંઇ ઐતિહાસિક અવશેષો ત્યાં નથી. માઘ માસમાં આશ્રમથી થોડે દૂર પશ્ચિમે નદીના કિનારા પર દર વર્ષે એક મોટો મેળો ભરાય છે.

નદીના ગામ ભણીના કિનારે. ભૃગુઋષિના આશ્રમ તરફ જતાં અધવચમાં પંખનાથ મહાદેવનું એક પ્રાચીન મંદિર આવે છે. તેનો મુખ્ય ભાગ મુસલમાનોના આક્રમણથી બચી ગયો હોય તેમ જણાય છે. તેના બહિર્ભાગના ગોખમાં નટરાજ શિવની એક સુંદર નૃત્યમૂર્તિ છે (પ્લેટ ૬, નં. ૧૪).

મંદિરના ગર્ભમાં શિવનું ઘડેલું લિંગ નથી, પણ પત્થરની લિંગ જેવી આકૃતિ છે જેથી લોકો એને સ્વયંભૂ કહે છે. કહેવાય છે કે ગરુડને નાગરાજ પિંગલનાગ સાથે આ સ્થળે યુદ્ધ થએલું. એ નાગરાજના મૃત્યુના અને ગરુડની યુદ્ધમાં કપાઇ ગએલી પાંખના સ્મારક તરીકે આ મંદિર ચણાએલું છે. સર્પરાજ પિંગલ

ગરુડથી બચવા માટે બ્રાહ્મણનું સ્વરૂપ લઈ ફરતો હતો, તેવામાં નાગપંચમીને દિવસે પોતાની પત્નીની પૂજાની અનુકૂળતા ખાતર તે પોતાના મૂળ સ્વરૂપમાં તેની સમીપ હાજર થયો. તેની પત્નીએ આ હકીકત જાહેર કરવાથી તેનું મરણ નીપજ્યું.

ગામની ઉત્તરના પ્રાન્તભાગમાં અંબામાતાનું મંદિર છે. હાલનું મંદિર સત્તરમી સદીથી બહુ જૂનું હોય તેમ જણાતું નથી. મંદિરના આંગણમાં અને બહારના ભાગમાં આવેલાં ગ્રેનાઇટ પત્થરનાં પગથિયાં જૂના મંદિરનાં હોય તેમ લાગે છે. મંદિરના કુંડની બાજુમાં હમણાં એક ધર્મશાળા બાંધવા માટે ખોદકામ કરતાં બ્રાહ્મી અને કાળી માતાની મૂર્તિઓ હાથ લાગી છે.

રેલવેની સગવડને લીધે અહીં યાત્રાળુઓની ખૂબ આવ-જાવ છે. રાજ્ય તરફથી કોઇ પણ જાતનો કર અહીં લેવામાં આવતો નથી. મંદિરની ચોતરફ યાત્રાળુઓના ઉતારા માટે મોટી ધર્મશાળાઓ છે.

ખેડબ્રહ્માથી ઉત્તરે પાંચ માઇલ દૂર વરતોલ ગામની નજીકમાં કોટેશ્વર મહાદેવ અને ચામુંડા માતાનાં મંદિરો છે. પશ્ચિમે સાત માઇલ દૂર ગઢા ગામ નજીક ગઢા શામળાજીનું મંદિર છે.

## રોડાનાં મંદિરો

હિંમતનગરથી પૂર્વે નવ માઇલ ઉપર, જાંબુડી ગામથી ખેડ તરફ જતાં, ભીલોડાના રસ્તાની જમણી બાજુએ રોડા ગામથી આગળ કેટલાંક દસમી સદીથી યે પહેલાંના સમયનાં પુરાતન મંદિરો છે. નજીકના રોડા ગામના નામ ઉપરથી આ મંદિરોને રોડાનાં મંદિરો તરીકે ઓળખવામાં આવે છે.

મંદિરોના વિશાળ સમૂહ અને તેના ભગ્નાવશેષો ઉપરથી અનુમાન થાય છે કે આ સ્થળે પ્રથમ હિંદુઓનું કોઇ યાત્રા-

સ્થાન અને સમૃદ્ધિવતી નગરી હોવી જોઇએ. શિવ, વિષ્ણુ, દેવી અને સૂર્યભગવાનનાં એ મંદિરો છે. અંતર્ભાગમાં ચોમેર દેવ-દેવીઓના ગોખલાવાળો એક વિશાળ, લંબચોરસ, કુંડ પણ અહીં છે (પ્લેટ ૨૪, નં. ૪૭).

આ મંદિરોની બાંધણી (પ્લેટ ૨૬, ૨૭)બ્રાહ્મણ પદ્ધતિની છે અને એના સ્તંભો, દ્વારરચના, છત તેમજ દિવાલો ઉપર ઉત્તમ શિલ્પકામના પ્રાચીન નમૂનાઓ છે. (પ્લેટ ૧૦, નં. ૨૩-૨૪-૨૫; પ્લેટ ૧૧, નં. ૨૬-૨૭; પ્લેટ ૧૨, નં. ૨૯; પ્લેટ ૨૫, નં. ૪૮–૪૯) મંદિરની બાંધણીમાં ચૂનાનું ચણતર જ નથી, પણ અધોભાગનો શિલાસમૂહ ઉપરની છતના ઘુમ્મટના ભારથી ટકી રહેલો છે. આ સ્થળની વિશેષ માહિતીનું સંશોધન કરવાનું હજી બાકી છે.

ખેડ ચાંદરણી ગામના પાદરની બાજુમાં સંવત ૧૪૭૪ (સને ૧૪૧૮)માં બંધાએલી એક વાવ છે. સંવત ૧૧૦૪ (સને ૧૦૪૮)ના શિલાલેખવાળી શિવપાર્વતીની એક ખંડિત મૂર્તિ પણ ત્યાં છે. આ મૂર્તિ બહુધા રોડાનાં મંદિરો માંહેની જ હોવી જોઇએ તેથી એ સ્થળની પ્રાચીનતાના તે પુરાવારૂપ છે.

### ભવનાથ મહાદેવ

હિંમતનગરથી ૧૮ માઇલ ઇશાન કોણમાં, ભિલોડા પટ્ટાના દેસાણ ગામની બાજુમાં ભૃગુનાથ અથવા ભવનેશ્વર મહાદેવનું મંદિર છે. ચ્યવનઋષિના નિવાસસ્થાન તરીકે પુરાણોમાં આ સ્થાન સુવિદિત છે. ભૃગુઋષિએ અહીં ઘણા યજ્ઞો કર્યાનું કહેવાય છે અને જે કુંડની તેમણે વેદી બનાવી યજ્ઞનો અગ્નિ પ્રગટાવેલો તે કુંડનું પાણી તથા માટી પતના રોગીઓને માટે ચમત્કારિક

ગુણવાળાં ગણાય છે. આ કુંડનાં નીરોગી પાણી તથા માટીનો લાભ મેળવવા દૂર દૂરથી લોકો અહીં આવે છે.

સંવત ૧૭૦૬ (સને ૧૬૫૦)માં માલપુરના રાવજી જગતસિંહજીએ આ મહાદેવના મંદિરનો જીર્ણોદ્ધાર કરેલો તે ફરીથી સંવત ૧૯૮૩ (સને ૧૯૨૭)માં બડોલીના જપી મગનલાલ દેવશંકરે સમરાવેલું છે. આ પ્રમાણે પહેલાં આ મંદિર ઘણીવખત સમરાવવામાં આવ્યું હોય એમ લાગે છે. આ કુંડનો ઉલ્લેખ મંદિરના પ્રાંગણમાં આવેલા સૂર્યમંદિર(આજે રામજીમંદિર) માંના સંવત ૧૩૫૪ (સને ૧૨૯૮)ના એક શિલાલેખમાં પણ કરવામાં આવેલો છે; અને તેના આધાર પ્રમાણે એ સૂર્યમંદિર ગુજરાતના રાજા કર્ણના સમયમાં ગાયોના રક્ષણાર્થે વીરમૃત્યુ પામેલા એક યોદ્ધાના સ્મરણાર્થે બાંધવામાં આવેલું છે. આશરે પાંચ ફૂટની લંબાઇના ભૂખરિયા આરસપહાણનો એક પોઠીઓ અહીં છે જે જૂના સમયના કોઈ વિશાળ મંદિરનો નંદી હોવાનો સંભવ છે. આ સૂર્યમંદિર ઉપરાંત શિવ અને અન્ય દેવદેવીઓનાં બીજાં અર્ધભગ્ન મંદિરો પણ આ સ્થાનમાં છે. મંદિરની જમણી બાજુએ ચ્યવનઋષિનું એક તપઃસ્થાન પણ બતાવવામાં આવે છે.

### ભિલોડા

ભિલોડા પટ્ટાનું મુખ્ય ગામ ભિલોડા ભવનાથથી આશરે પાંચ માઇલના અંતરે આવેલું છે. ત્યાંના જૈન મંદિર અને કીર્તિસ્તંભ (પ્લેટ ૨૮, નં. ૫૪) ૧૫મી સદીના ઐતિહાસિક અવશેષો છે.

ચિતોડમાંના મહારાણા કુંભના કીર્તિસ્તંભને મળતો આ કીર્તિસ્તંભનો ઘાટ છે. જોકે આ કદમાં જરા નાનો છે અને એનો સમય,સંભવિત છે કે, ચિતોડના સ્તંભનો અથવા થોડો મોડો

હોય. કીર્તિસ્તંભના બહિર્ભાગની કોતરણીમાં હિંદુ દેવો અને દિગ્પાલોની મૂર્તિઓ છે. ઉપરાંત તેમાં એ કાળના લોકજીવનના રોજીંદા પ્રસંગો પણ કોરેલા છે.

ભિલોડાની પૂર્વે ત્રણ માઇલ દૂર ભેટાલી અને શામળાજી તરફ જતાં રસ્તાની બાજુમાં રેટોડાની વાવ આવે છે જે સંવત ૧૫૯૯ (સને ૧૫૪૩)માં બાંધવામાં આવેલી છે. ટીંટોઇની વાવની માફક અહીં પણ વાવના શિલાલેખમાં સ્ત્રી અને પુરુષોનાં નામો આપેલાં છે તે ઉપરથી એ કાળમાં ઊંચા પ્રકારની જન-સંસ્કૃતિ વિસ્તરી હોવી જોઇએ એમ સાબિત થાય છે.

## ભેટાલી

ભિલોડાથી ચાર માઇલ દૂર શામળાજી તરફના રસ્તા ઉપર એક ડુંગરીની નીચે ભેટાલી ગામ છે. એક શિવપંચાયતનનું મંદિર, એક જૈન દેવાલય અને એક વાવ એ અહીંના પુરાતન અવશેષો છે. જૈન દેવાલય ૧૬મી સદીનું છે, પણ શિવમંદિર એથી અગાઉનું જણાય છે અને તે સારી સ્થિતિમાં જળવાઇ રહ્યું છે. પાર્વતીની મૂર્તિ નીચે અહીં સંવત ૧૫૦૭ (સને ૧૪૫૧)નો એક શિલાલેખ છે, પણ આ મૂર્તિ પાછળથી મંદિરમાં મૂકવામાં આવી હોય તેમ લાગે છે. ચારે ખૂણા પર નાનાં ઉપમંદિરો સાથેનું પંચાયતનનું આ મંદિર ભૂતકાળનાં શિવમંદિરોનો એક સારો નમૂનો છે.

## શામળાજી

ભિલોડાથી અગ્નિકોણમાં ૧૨ માઇલ દૂર મેશ્વો નદીને કાંઠે શામળાજી નામનું યાત્રાનું સ્થાન છે અને ત્યાં પ્રતિ વર્ષે કારતક મહિનામાં એક મેળો ભરાય છે. તેમાં ભીલો ઉપરાંત બીજા વર્ણના હિંદુઓ પણ મોટા પ્રમાણમાં આવે છે. એ સમયે

આ સ્થળે ઢોર અને બીજી વસ્તુઓનો મોટા પ્રમાણમાં વેપાર ચાલે છે કારણ કે આસપાસનો પ્રદેશ વેપારનાં કેન્દ્રોથી ઘણે દૂર છે.

શામળાજી એ મુખ્યત્વે વૈષ્ણવ મંદિર છે અને પુરાણોમાં એને ગદાધર ક્ષેત્ર તરીકે ઓળખવામાં આવ્યું છે. પણ અહીં મળી આવતા શિવમંદિરોના અનેક અવશેષોથી માલૂમ પડે છે કે એક સમયે અહીં શિવપૂજા અગત્યનો ભાગ ભજવતી હશે.

મુખ્ય મંદિર જેને શામળાજીના મંદિર તરીકે ઓળખવામાં આવે છે એમાં કૃષ્ણ ભગવાનની મૂર્તિ છે અને તે હિંદુ સ્થાપત્યકલાનો સુંદર નમૂનો છે. અંદરની બાજુએ તેમજ બહિર્ભાગમાં તે સુંદર કોતરકામથી સુશોભિત છે. એ કોતરણીમાં દેવદેવીની મૂર્તિઓ, રામાયણ મહાભારતના બનાવો તથા કૃષ્ણના જીવનનાં આલેખનો છે. (પ્લેટ ૧૫, ૧૬, ૧૭, ૧૮ અને ૧૯ નં. ૩૫ થી ૪૨) હજી સુધી ત્યાંથી એકે શિલાલેખ મળી આવ્યો નથી, પણ સંભવ છે કે એ મંદિર દસમી અથવા અગિયારમી સદીનું હોય. એનું સ્થાપત્ય બેલૂર અને હળેબીડના વિખ્યાત મંદિરોની ઢબનું કહી શકાય.

ગાન્ધારીના મંદિર તરીકે ઓળખાતું અનન્તબ્રહ્માનું મંદિર, વિશ્રામઘાટ ઉપર રઘુનાથજીનું મંદિર, રણછોડજીનું મંદિર અને હરિશ્ચન્દ્રની ચોરી તરીકે ઓળખાતા મંદિરની સુંદર કમાન એ આ સ્થળના બીજા પુરાતન અવશેષો છે.

એમાં અનન્તબ્રહ્માની મૂર્તિ (પ્લેટ ૪ નં. ૧૦) ખાસ નોંધ લેવા લાયક છે કારણ કે હિંદુ મૂર્તિરચનાના સિદ્ધાંતો પ્રમાણે તેની ઓળખ થઈ શકતી નથી. હજી સુધી આવી જાતની મૂર્તિ બીજે ક્યાંય નીકળી હોય તેમ જાણવામાં નથી અને જો

કોઈ વિદ્વાન આ બાબત ઉપર પ્રકાશ પાડશે તો એક ઉપયોગી કામ થશે. પુરાતન સમયથી આજ સુધી એ મૂર્તિ અનન્તબ્રહ્મા તરીકે ઓળખવામાં આવી છે.

રઘુનાથજીનું મંદિર જેમાં ઇંટોનો ઉપયોગ થએલો છે તે સિવાયનાં લગભગ ઘણાંખરાં મંદિરોમાં રેતીઆ પત્થરનું ચણુતર છે. અહીંનાં બીજાં ભગ્ન મંદિરોમાં પણ ઇંટોનો પુષ્કળ ઉપયોગ થએલો જોવામાં આવે છે. એ આખું સ્થાન જાણે ઇંટોનો જ બનેલો મોટો ટેકરો હોય એવું છે; અને આ ઇંટો તેમના કદ ઉપરથી કયા વિવિધસમયે તે વપરાએલી તેનો નિર્ણય કરવામાં મદદરૂપ થશે એમ માનવાને કારણ છે.

૧૯૩૪ના જાન્યુઆરી માસમાં શામળાજીની ટેકરીની કરાડોમાંથી માતૃકા અને બીજાં દેવદેવીઓની છઠ્ઠી અને સાતમી સદીની ઘણીક મૂર્તિઓ હાથમાં આવેલી તે ઉપરથી આ સ્થળ ખૂબ પ્રાચીન હોય તેમ જણાય છે. ૧૯૩૫ના નવેમ્બર માસમાં કોઈ પુરાતન રાક્ષસનાં અથવા પ્રાણીનાં હડપચીનાં હાડકાં, એક ખભાની હાંસડી, પાંસળીના ટુકડા વગેરે બાજુના દેવની મોરી નામના ગામ પાસેથી મળી આવ્યાં છે, અને જો કોઇ વિદ્વાન આ અસ્થિઓને ઓળખી શકે તો આ સ્થળના સમય પરત્વે નિર્ણય કરવામાં તે બહુ મદદરૂપ થાય.

દેવની મોરીના શામળાજીની બાજુના પાદરમાં મંદિરોના અવશેષોના અનેક ટેકરા પડેલા છે અને તેમાંથી કાળા પત્થરનાં શિવલિંગો હાથ લાગે છે. ટીંટોઇમાં પાર્શ્વનાથજીની જે મૂર્તિ છે તે પણ આ સ્થળના જ એક ભગ્ન મંદિરમાંથી ખસેડી લઇ જવામાં આવેલી છે એમ કહેવાય છે. આ જગ્યા શામળાજીની નજીકમાં જ છે એટલે તેનો જુદો ઉલ્લેખ કર્યો નથી.

## મોડાસા

મોડાસા જે પ્રથમ ઇડર સંસ્થાનનું ગામ હતું તે હાલમાં બ્રિટિશ હદમાં આવેલું છે. જૂના કિલ્લાનાં ખંડેરો અને વાવો ત્યાં પણ છે.

કિલ્લાનો ભાગ જે હજી પણ ઇડર રાજ્યના કબજામાં છે ત્યાં એક વાવ, એક મસ્જિદના ભગ્નાવશેષો, અને ઈંટોના ચણતરવાળી ત્રણ માળની એક ખંડિત હવેલી છે. કિલ્લાની દિવાલમાંહેના એક શિલાલેખ ઉપરથી સંવત ૧૬૦૫ (સને ૧૫૪૯)માં ગુજરાતના સુલતાન ત્રીજા મહમદશાહના સમયમાં એ બાંધવામાં આવેલાં હોય તેમ જણાય છે.

## રાયગઢ

રાયગઢ પણ પુરાતન સ્થળ છે. તેનું આજનું નામ હાલના રાજ્યવંશના મૂળ સંસ્થાપક પુરુષ મહારાજા આણંદસિંહજીના લઘુ બંધુ મહારાજ રાયસિંહજીના નામ ઉપરથી પડેલું છે.

ગામમાં એક મોટું જૈનમંદિર છે, પણ હાલ ગામમાં જૈનોની વસ્તી નહિ હોવાથી તે અવાવરૂ પડી રહેલું છે. વૈજનાથ મહાદેવનું મંદિર, ૧૨મી સદીનું એક દેવીનું મંદિર, ગામથી પશ્ચિમે ૧૫મી સદીની એક વાવ, પાસેના જંગલમાં સોમનાથ મહાદેવના મંદિરનું ખંડેર અને દક્ષિણે એક અર્ધભગ્ન વાવ એ આ સ્થળના અવશેષો છે.

ભૂતકાળમાં આ રાયગઢ પ્રથમ એક મોટું સ્થાન હશે અને ત્યાં લોઢું ગાળવાની ભઠ્ઠીઓ હશે એમ જણાય છે, કેમકે અહીં લોઢું અને બળતણ મોટા પ્રમાણમાં મળી આવે છે. સંવત ૧૫૧૪ (સને ૧૪૫૮)માં વૈજનાથ મહાદેવની વાવ લોઢું ગાળનારાઓએ બાંધેલી છે.

રાયગઢથી પાંચ માઇલ દૂર શ્રવણા ગામથી દક્ષિણે કેવણુમાં બારમી સદીનું એક શિવમંદિર છે; એક ટેકરીની ટોચે પત્થરના ઊંચા ચણતર પર બાંધેલું તે પંચાયતનનું મંદિર છે. પાસેનાં બીજાં ગામોમાં પણ એક કાળે નાશ પામેલા આ કેવણુ શહેરનાં બીજાં મંદિરોના અવશેષો છે.

પુરાતન સમયમાં આ કેવણુ મોટું સ્થળ હતું એમ કહેવાય છે, અને એ સ્થળના વ્યાપારીઓ એટલા ધનિક હતા કે આ બાજુના હિંદુઓ આજે પણ નવા વર્ષના ચોપડા તૈયાર કરતાં એવી પ્રાર્થના કરે છે કે કેવણુના વેપારીઓના જેટલી સમૃદ્ધિ તેમને મળે.

### દાવડ

હિંમતનગરથી ૧૫ માઇલ દૂર વાયવ્ય ખૂણામાં દાવડ ગામ છે. ૧૨મી સદીમાં તે દ્રાવડ કહેવાતું. લોકોકિત પ્રમાણે એથી પણ પ્રાચીન સમયમાં એનું નામ દિલીપપુર પાટણ હતું. વલ્લભીપુરના સમયમાં એનો પણ નાશ થયો હશે એમ લાગે છે અને પાછળથી તે નવમી સદીમાં ફરીથી વસ્યું. ગુજરાતના રાજા સિદ્ધરાજના સમયમાં ફરીથી તે આબાદ સ્થિતિમાં હતું. તે પછી તેણે ફરી આક્રમણ સહન કર્યાં છે. થોડા સમય પહેલાં મુસ્લીમ કોટના અવશેષોમાંથી ખંડિત મૂર્તિઓ વગેરે હાથ લાગી છે તે આ સ્થળની પ્રાચીનતાનો પુરાવો આપે છે.

આંકોલ માતાની વાવ પાસે કેટલાક પાળિયા છે જેના ઉપર સંવત ૧૩૦૫ (સને ૧૨૪૯) આપેલી છે. આ લેખમાં દાવડ નામ આપેલું છે અને ગુજરાતના રાજા લુણધવલનો તેમાં ઉલ્લેખ છે.

હંસલેશ્વર તળાવ જે સિદ્ધરાજની રાણી હંસલદેએ બંધાવેલું કહેવાય છે તેની ત્રણ બાજુએ છેક પાણીમાં જતી રેતીઆ પત્થરનાં પગથિયાંની હાર છે. આ અને આંકોલ માતાની વાવ, જેના

ઉપર કેટલુંક સુશોભનભર્યું કોતરકામ છે તે બંને પુરાતન સમય-ના અવશેષો છે. આ ગામના પાદરમાં રેતીઆ પત્થર અને ઈંટોના ખંડિત પાયાઓ ઘણે સ્થળે છે અને કેટલીક વખત ખોદકામ કરતાં જૂની મૂર્તિઓ હાથ લાગે છે.

## સપ્તનાથ મહાદેવ

દાવડથી નૈઋત્ય કોણમાં ચાર માઈલ દૂર સાબરમતીના કિનારે સપ્તનાથ મહાદેવનું મંદિર છે. અહીં અગસ્ત્યાદિ સાત ઋષિઓ પ્રાચીન સમયથી વસેલા એવી કથા પ્રચલિત છે; મંદિર ભૂમિની અંદર છે અને એમાં એક જ હારમાં આવેલાં શંકરનાં સાત નાનાં લિંગો ઋષિઓનાં પૂજાસ્થાન તરીકે બતાવવામાં આવે છે. મંદિરથી સ્હેજ મથાળે એક સ્વયંભૂ ઝરણુ છે જેનું પાણી મહાદેવના લિંગ ઉપર થઇ મંદિરની સામેના કુંડમાં પડે છે. આ કુંડમાં સ્નાન કરીને યાત્રાળુઓ મહાદેવજીની પૂજા કરે છે.

કુંડના બહિર્ભાગમાં કેટલીક જૂની મૂર્તિઓ ચોડેલી છે અને કોઇ મૂર્તિઓ મંદિરની બાજુમાં છુટીછવાઇ પડી છે. થોડે દૂર ઉપરવાસ એક પંચાયતન મંદિરના પાયાઓ છે, અને ત્યાં ધારેશ્વર મહાદેવનું મંદિર છે. આ મંદિરનો થોડા સમય પહેલાં જીર્ણોદ્ધાર કરવામાં આવેલો છે, પણ તે ૧૨મી સદી પહેલાંનું હોય તેમ જણાય છે.

આ મંદિરનો પૂજારી તપોધન બ્રાહ્મણ સંવત ૧૧૪૨ (સને ૧૦૮૬)નું એક લેખપત્ર બતાવે છે જેમાં આ કુંડ બંધાવનાર અને પૂજારીના કોઇ વડવાને થોડી જમીનનું દાન કરનાર ચાંગોડના બારોટ હમીરદાન, જેને ચાંગોડ ગામ (હાલ વડોદરા સ્થળ) સિદ્ધરાજ તરફથી મળેલું તેનો ઉલ્લેખ છે.

## વડિયાવીર

ઇડરથી ઈશાન કોણમાં સાત માઇલ અને વડિયાવીર ગામથી પશ્ચિમે એક માઇલ દૂર, આમલી તથા લીંબુડીનાં ઝાડના ઝુંડમાં એક મોટું અર્ધભગ્ન શિવમંદિર છે. મંદિરનો બહિર્ભાગ શિવ, દેવ–દેવીઓ તથા મોટા કદની અન્ય સ્ત્રીમૂર્તિઓથી ભરેલો છે.

પડખેના ભાણપુર ગામની ઊગમણી ભાગોળે અર્ધભગ્ન દશામાં એક વાવ છે, જેના પ્રવેશ આગળ થોડાં મંદિરો છે. ભૂતકાળમાં તે ભાણસાગરના નામે ઓળખાતી. સંભવ છે કે ઇડરમાં ૧૫મી સદીમાં અમલ કરી ગએલા રાવ ભાણના સમયમાં આ મંદિર બંધાયું હોય, શિવમંદિર ખંડિયેર હાલતમાં હોવાથી, સંભવ છે કે લોકોએ વીરના નાના મંદિરને અગત્ય આપ્યું હોય.

## મઠ–કસનગઢ

ખલવાડથી ત્રણ માઇલ દૂર, કિસનગઢની પાસે મઠ ગામમાં ખડેશ્વરી માતાનું જૂનું મંદિર છે. આ મંદિરના મંડપની છતનો ભાગ ભરચક વિવિધ કોતરણીવાળો છે અને તેની બહારની દીવાલો ઉપર દેવીઓની તથા અન્ય સ્ત્રીમૂર્તિઓ છે.

બાજુના ભૈરવ મંદિરનાં છાપરાંની છતમાં એક સુંદર કોતરણીનું ડિઝાઇન છે. એક નાગ બીજી નાગણીઓ સાથે ગૂંચળુ વળ્યો હોય અને તેથી સુંદર ગાંઠો બંધાઈ હોય એવું એ આલેખન છે. આ કોતરણી એટલી બધી ઉપાડેલી છે કે જાણે આખું આલેખન છતની શિલાથી છુટું પડી લટકી રહ્યું હોય એમ લાગે છે. (પ્લેટ ૨૦ નં. ૪૨)

આંગણામાં એક દ્વારપાલની ખંડિતમૂર્તિના નીચેના ભાગમાં શિલાલેખ છે જેના ઉપર ૧૫મી સદીનો ઉલ્લેખ છે. પણ મંદિર તો એથીયે વધારે જૂનું હોય એમ લાગે છે.

એક માઈલ દૂર સામેની ટેકરી ઉપર જૂના કસનગઢ ગામના અવશેષો છે જેના ઉપરથી એ મોટું ગામ હોય એમ લાગે છે. ટેકરીની તળેટીમાં એક જૈન ચિંતામણજીનું મંદિર છે.

### પ્રતાપગઢ (સાબલી)

પ્રતાપગઢ ગામે સુંદર સુશોભનો અને કોતરણીવાળો એક કુંડ છે. રાવ ભારમલના સમયનો સંવત ૧૫૮૨ (સને ૧૫૨૬)નો એક શિલાલેખ પણ ત્યાં છે. આ કુંડ આખા ગામને પાણી પૂરૂં પાડે છે અને સારી સ્થિતિમાં છે. આ સ્થળમાં ઘણાં જૈન મંદિરો છે તેથી જૂના સમયમાં એ ખૂબ સમૃદ્ધ હોવું જોઇએ. ગામની પશ્ચિમે એક શિવમંદિર અને એક વાવ છે.

### પાલ અને હાકાદૂકા

દિગમ્બર જૈનોનાં ઘણાં મંદિરો આ તરફ છે. વસ્તુતઃ એ મંદિરો આ સંસ્થાનમાં ઠેર ઠેર જોવામાં આવે છે. દિગમ્બરો જૂના સમયમાં તો ખૂબ સમૃદ્ધ હતા, પણ પાછળથી શ્વેતામ્બરો વધુ સમૃદ્ધ અને બળવાન બનતા ગયા તેમતેમ તેઓ પાછળ પડતા ગયા. ઇડર, વડાલી અને અન્ય સ્થળોમાં હજી પણ દિગમ્બરોની મોટી સંખ્યા છે.

### આગિયા-મટોડા

આગિયા અને મટોડા ગામ ખેડબ્રહ્માથી ઉત્તરે આઠ માઇલ દૂર છે અને બંને ગામો બહુ નજીક. છે અહીં જૈન અને હિંદુ-મંદિરોના અવશેષો છે, જેમાંના હિંદુમંદિરો વિશેષ જૂનાં છે.

આગિયામાં ગામને ગોંદરે દેવીનું પંચાયતન મંદિર નાશ પામેલું છે અને ગામની વચમાં જૈન મંદિરના અવશેષો છે. તળાવમાં એક બીજું શિવમંદિર છે જેનો જીર્ણોદ્ધાર સંવત ૧૫૩૪ (સને ૧૪૭૮)માં થએલો જણાય છે.

મટોડામાં ગામની પૂર્વ ભાગોળે તળાવની બાજુમાં કેટલાંક શિવમંદિરોના અવશેષો છે. ધોળા આરસપહાણનાં મોટાં કદનાં લિંગો ત્યાં પડેલાં છે અને ધનની શોધમાં લુંટારૂઓએ તેમને સ્થાનભ્રષ્ટ કર્યાં હોય તેમ લાગે છે. એક જ હારમાં બંધાએલાં અગિયાર મંદિરો અહીં હતાં. અત્યારે એ સર્વે કેવળ ખંડિત દશામાં છે.

## પાંથલ

મટોડાથી ત્રણ માઇલ દૂર પાંથલ ગામનો કોઇ સમયે સમૂળગો વિનાશ થયો હોય એમ લાગે છે. હિંદુ અને જૈન મંદિરોના તથા કેટલાંક ઘરોના અવશેષો સિવાય ત્યાં બીજું કાંઇ જ નથી. ધનની શોધમાં લુંટારૂઓએ તેમના રિવાજ મુજબ બધી મૂર્તિઓને સ્થાનભ્રષ્ટ કરેલી છે. આ સ્થાનમાંથી નીકળી અન્યત્ર જઇ વસેલા બ્રાહ્મણો પાંથળિયા બ્રાહ્મણો કહેવાય છે અને તેમાંના કેટલાક વડાલીમાં વસ્યા છે. નવું પાંથલ ગામ દક્ષિણે બે માઇલ દૂર છે જ્યાં માત્ર થોડાં ઝૂંપડાંઓ છે.

## પોશીના

ખેડબ્રહ્માથી ઉત્તરે ૩૦ માઇલ દૂર રાજ્યની ઉત્તર સરહદ પર આવેલું પોશીના ગામ અરવલ્લીની ટેકરીઓની વચ્ચે છે. દીવાલો પર મૂર્તિઓવાળું એક શિવમંદિર, એક વાવ, એક સૂર્યમંદિર અને કેટલાંક જૈન મંદિરો ત્યાં છે. જૈન મંદિરના શિલાલેખ ઉપર ૧૫મી સદી છે.

એક જૈન મંદિરના મંડપમાં ૬ ફૂટ ઊંચું ધોળા આરસપહાણનું સુંદર રીતે કોતરેલું મૂર્તિ પધરાવવાનું સિંહાસન છે. દેવને માળા ધરાવતી સ્ત્રી અને પુરુષની બે આરસમૂર્તિઓ પણ ત્યાં છે. મંદિરના કરતાં તેનો સમય વધારે જૂનો હોય એમ લાગે છે.

શિવમંદિરની બહાર પડેલી કેટલીક મૂર્તિઓ તો ૧૫મી સદીથી પણ જૂની હોય તેમ લાગે છે.

ભૂખરા રંગના આરસ જેવા સ્થાનિક દંત્રાલના પત્થરનો અહીં ઉપયોગ થયો છે. આ પત્થર ગ્રેનાઇટને મળતો છે અને તેના ઉપર ઓપ સારો આવે છે.

### દેલવાડા

સાબર અને વાકળના સંગમ ઉપર દેલવાડાથી એક માઇલ દૂર ચિત્રવિચિત્રેશ્વર મહાદેવનું મંદિર છે. શંતનુ રાજાના પુત્રો ચિત્ર-વિચિત્ર તેમની માતાના શિયળ પ્રત્યે શંકા લાવવાનું પાપ લાગવાથી પ્રાયશ્ચિત્ત અર્થે અહીં આવીને એક પોલા પીપળના ઝાડમાં જીવતા બળી મુએલા.

અહીં પ્રતિવર્ષે ફાલ્ગુની અમાસને દિવસે એક મેળો ભરાય છે અને તેમાં મોટા પ્રમાણમાં ભીલ લોકો આવે છે. તેમના નાતના કજીયાઓની પતાવટ, વેવિશાળો વગેરે તે સમયે નક્કી કરવામાં આવે છે.

### દેરોલ

ખેડબ્રહ્માથી સાત માઇલિ પૂર્વે દેરોલ ગામમાં થોડાં જૈન મંદિરો, ખંડિત શિવમંદિરો, રામજીમંદિર અને એક દેવીનું મંદિર છે.

હિંદુ મંદિરો ૧૨મી સદીનાં છે,પણ જૈન મંદિરોનો સમય એથી મોડો છે. અહીંથી પોળો તરફ જતાં ઘણાંખરાં ગામોમાંનાં મંદિરો અને પોળો સ્ટેટમાં આવેલાં બારમી સદીનાં સુંદર હિંદુ અને જૈન મંદિરોના અવશેષો ઉપરથી અનુમાન થાય છે કે મેવાડ ઉપર મુસલમાનોએ જ્યારે આક્રમણ કર્યું ત્યારે ત્યાંથી હઠી લોકો સરહદના વધારે ડુંગરાળ પ્રદેશમાં વસ્યા અને ત્યાંથી ઇડરના પ્રદેશમાં દાખલ થયા. તે સમયે પોળો સંસ્થાન ઇડર રાજ્યનો એક ભાગ હતું.

તદુપરાંત ખેડબ્રહ્માથી પોશીનાના રસ્તા ઉપર દરેક ગામમાં હિંદુ મંદિરો મળી આવે છે, તેથી અનુમાન થાય છે કે ૧૨મી સદીમાં મુસલમાનોના આક્રમણથી ભિન્નમાળ અને ચંદ્રાવતીથી નીકળેલા લોકોનાં પ્રસરણની આ જ દિશા છે.

### વાવો

વિશાળ અને સુંદર વાવો એ આ સંસ્થાનનું એક ખાસ આકર્ષક અંગ છે. આવી વાવો સેંકડોની સંખ્યામાં અહીં છે અને તે લોકોનો આર્થિક સ્થિતિ અને ઐતિહાસિક માહિતી પૂરી પાડવામાં અગત્યનો ભાગ ભજવે છે. આટલી બધી વાવો અહીં હોવાથી અનુમાન થાય છે કે આ પ્રદેશ ઘણી સારી સ્થિતિમાં હોવો જોઇએ. રેતીઆ પત્થર, ઇંટો અને સુંવાળા ગ્રેનાઇટના ચણતરવાળાં કુંડો અને તળાવો પણ એ જ હકીકત પુરવાર કરે છે.

લગભગ દરેક મોટા ગામમાં લોકોને પાણી પૂરું પાડવાના સાધનરૂપે બે કે ત્રણ મોટી વાવો હોય જ છે. આ વાવોમાં જ સામાન્ય રીતે હિંદુ સ્ત્રીઓ કુટુંબના સંવર્ધન અને રક્ષણ અર્થે જેમની પૂજા કરે છે તેવાં ગણેશ, શેષશાયી વિષ્ણુ અને માતૃકોની મૂર્તિઓ બહુધા બધે જ સ્થળે હોય છે.

દરેક કોમોએ આવાં લોકોપયોગી કામોમાં પોતાનો ફાળો આપેલો લાગે છે, કારણકે સંસ્થાનની વાવો સુતાર, લુહાર, વાણિયા, નાગર, બ્રાહ્મણો અને બારોટો વગેરેએ બંધાવ્યાના ઘણા ઉલ્લેખો મળી આવે છે.

સર્વથી જૂની વાવ એ દાવડ ગામની નજીક આંકોલ માતાની ૧૧મી સદીમાં બંધાએલી વાવ છે. ઇડર નજીક લીંભોઇની વાવ ૧૭મી સદી (સને ૧૬૨૫)માં બંધાએલી છે (પ્લેટ ૨૨-૨૩, નં. ૪૪-૪૫). આંકોલ માતાની વાવમાં એ કાળની બધી વાવોની પેઠે સુંદર

કોતરકામ છે, જ્યારે લીંભોઇની વાવ બાંધણીમાં સાદી છે પણ અત્યંત સુઘટિત અને સુંદર છે.

એડબ્રહ્મા, પોશીના, ઇડર, ભાણપુર, ગોરોલ, ટીંટોઇ, રાયગઢ, શામળાજી અને બીજી ઘણી જગ્યાએ વાવો છે જેનો અહીં માત્ર સામાન્ય ઉલ્લેખ જ કર્યો છે. આ વાવો મોટે ભાગે રાવ રાજાઓ રાજ્ય કરતા હતા તે ૧૩મીથી ૧૭મી સદીના સમયમાં બંધાએલી છે.

ટીંટોઇ, ભાણપુર, લીંભોઇ અને બીજી જગ્યાએ નાગર વાણિયાઓએ વાવો બંધાવેલી છે. આ કોમ પ્રથમ ખૂબ સમૃદ્ધ હતી.

ઇડરના ઇતિહાસમાંથી મળી આવે છે કે નાગર બ્રાહ્મણો અને નાગર વાણિયાનો આ સંસ્થાનની પ્રજામાં ઘણો મોટો ભાગ હતો. વલ્લભીપુરના છેલ્લા રાજા શિલાદિત્યના પુત્ર ગૃહાદિત્યે તેની પાલક માતા કમળાવતીના આભાર અર્થે વડનગરથી ઘણાં નાગરકુટુંબોને અહીં બોલાવી વસાવ્યાં. નાગરો રાજ્યકારભારમાં જવાબદારીની જગ્યાઓ ઉપર રહ્યા અને આખા સંસ્થાનમાં પ્રસર્યા. ઘણાં શિવ-પંચાયતન મંદિરોને વાવો તેમણે જ બંધાવ્યાં કહેવાય છે. પાછળથી રાવ જગન્નાથના જુલમને કારણે ૧૬મી સદીમાં ઘણાં નાગર કુટુંબો સંસ્થાન છોડીને ચાલ્યાં ગયાં.

### કુંડો

રાવ રાજાઓ પાણી અને ખેતીને અર્થે કુંડો અને તળાવો બંધાવવાના પણ ખૂબ શોખીન હતા. ઇડર, ચોરીવાડ, ગલોડા, મુડેટી, પ્રતાપગઢ, અને અન્યત્ર ૧૪મીથી ૧૭મી સદી સુધી રાજ્ય કરતા રાવ રાજાઓએ બંધાવેલા કુંડો મળી આવે છે

### તળાવો

ઇડરનાં રાણીતળાવ, રણમલેશ્વર અને પાળેશ્વર તળાવો,

દાવડનું હંસલેશ્વર તળાવ, વડાલીનાં સામલેશ્વર અને લખેરા તળાવો, શામળાજીનું કરામ્બુજ તળાવ વગેરે હજી પણ સારી સ્થિતિમાં સચવાઇ રહેલાં છે અને તેમાં ઠેઠ પાણી સુધી પહોંચતાં પગથિયાં અને ઘાટ બાંધેલાં છે. શામળાજી અને ઇડરના કોટા તળાવ વગેરેમાં ઇંટોનો પણ ઉપયોગ થએલો છે. બાબસરનું તળાવ અને પ્રતાપસાગર એ સંસ્થાનનાં બીજાં નૈસર્ગિક તળાવો છે. પુરાતન સમયનાં આ સિવાયનાં બીજાં ઘણાં જૂનાં તળાવો તેમની પાળો તૂટી જવાથી આજે વપરાશ વિનાનાં પડયાં છે. તેમનો ઉપયોગ ખેતીની જમીન તરીકે થવા લાગ્યો છે.

## પાળિયા

'પાળિયા' તરીકે જાણીતાં, જનસમાજનાં ઢોર અથવા મિલકત બચાવતાં મૃત્યુવશ થએલા વીર યોદ્ધાઓનાં સ્મારક-ચિહ્નો ઘણા ગામના ગોંદરે જોવામાં આવે છે. કવચિત્ આવા સ્તંભો નૈસર્ગિક મરણ પામેલા ગામના રાજાની મૃત્યુસમાધિનાં સ્મારકચિહ્ન તરીકે પણ વપરાએલા છે.

મૃત્યુવશ થએલા વીરની મૂર્તિ ઘોડા ઉપર બેઠેલી અથવા ઊભેલી હાથમાં ધનુષ્ય, બાણ, ખડ્ગ અને ભાલાં આદિ શસ્ત્રસજીત આમાં આલેખવામાં આવેલી હોય છે. (પ્લેટ ૨૦, નં. ૪૩ એ).

કવચિત્ જો મૃત વીરની પત્ની સતી થએલી હોય તો તેની મૂર્તિ પણ સાથે આલેખેલી હોય છે. કવચિત્ આવા પત્થરો કોઇ મંદિરને અપાએલી જમીન અથવા હકસાઈના શિલાલેખો ધારણ કરતા સ્મારકો તરીકે પણ બાંધવામાં આવે છે. આવા શિલાલેખોમાં દાનના ઉલ્લેખ અને દાતાના ગુણગૌરવનાં વર્ણન ઉપરાંત દાન પાછું લઈ લેનાર ઉપર શાપ આપેલ હોય છે.

જાદરની નિશાળના મકાન નજીક અને વડાલીમાં વૈદ્યનાથ મહાદેવના મંદિરમાં આવા શિલાલેખોના પત્થરો જોવામાં આવે છે. વડાલીના પત્થર ઉપર ૧૩મી સદી અને ગુજરાતના રાજા અર્જુનદેવના નામનો ઉલ્લેખ છે.

દાવડમાં આંકોલ માતાની વાવ નજીક તથા હાથમતી અને ઘઉ-વાવના સંગમ ઉપર કુંડલેશ્વર મહાદેવના મંદિરમાં આવા ૧૩મી સદીના પાળિયા છે. દાવડના પાળિયા ઉપર મહામણ્ડલેશ્વર ગુર્જ-રરાજ લુણધવલના નામનો ઉલ્લેખ છે. આ લેખોમાં મળી આવતો ગુજરાતના રાજાઓનાં નામ તથા સમયનો ઉલ્લેખ અગત્યનો છે.

વડાલી અને ભિલોડા ગામો જ્યાં પુરાતન સમયમાં જૈન લોકો વિશેષ આબાદ હતા ત્યાં ગામના ગોંદરે ૧૫મી સદીના સ્તંભો ઉપર કોઇ મોટા ઋષિઆચાર્યે કરાવેલા યજ્ઞની ધાર્મિક વિધિઓનો ઉલ્લેખ છે. લેખની સાથે જ યજ્ઞાચાર્યની ઊભી મૂર્તિનું આલેખન છે અને તેના ધર્મવંશની હકીકત તેમાં આપેલી છે.

ઐતિહાસિક અગત્યનાં સ્થાનોનું અને અવશેષોનું આ અલ્પ અવલોકન એ માત્ર પ્રાથમિક નિરીક્ષણનું જ ફળ છે. સવિશેષ હકીકતો મેળવવા માટે વધારે સમય અને મહેનતની જરૂર છે, કારણ કે હજી સંશોધન માટે પુષ્કળ અવકાશ છે.

## સંગ્રહાલય

કેટલીક જૂની મૂર્તિઓ અને શિલ્પકામના ભગ્નાવશેષોને પડતર દશામાંથી બચાવી હિંમતનગરના સંગ્રહાલયમાં રાખવામાં આવેલાં છે. શામળાજી અને અન્યત્ર મળેલી કેટલીક મૂર્તિઓ તો છેક છઠ્ઠી સદીની છે અને તેનું સ્થાપત્યવિધાન કલામય અને સુઘટિત શરીરરચનામય છે. આ પ્રદેશની પ્રાચીનતા ઉપર પ્રકાશ ફેંકવા માટે તે ખૂબ અગત્યની છે.

સંગ્રહાલયમાં આશરે ૧૦૦ શિલ્પમૂર્તિઓ અને બીજા સ્થાપત્યના અવશેષો છે; આ ઉપરાંત બીજા અવશેષો તેમની મૂળ જગ્યા પરથી સંગ્રહાલયમાં લાવવાની તજવીજ થઈ રહી છે. માતૃકા, શિવ, પાર્વતી, ગણેશ, બ્રહ્મા, સૂર્ય અને બીજા દેવ-દેવીઓની મૂર્તિઓનો આમાં સમાવેશ છે.

મહારાજાધિરાજ સાહેબના લઘુબંધુ મહારાજ શ્રી માનસિંહજી સાહેબ પ્રાચીન ઇતિહાસના પ્રેમી છે અને તેઓશ્રીએ કેટલીક વાવો અને બીજા અવશેષોમાંથી શિલાલેખ સંગ્રહેલા છે.

## ફોટોગ્રાફો

લગભગ બધા જ અગત્યના અવશેષોના અને મૂર્તિઓના ફોટોગ્રાફો લેવામાં આવ્યાં છે અને તે સંગ્રહાલયના આલ્બમમાં રાખવામાં આવેલા છે.

જુદાજુદા સમયનાં કલાવિધાન અને સ્થાપત્ય વિષે થોડો ખ્યાલ આવી શકે એ ઉદ્દેશથી આ પુસ્તિકામાં મૂર્તિઓ અને અવશેષોના કેટલાક ફોટોગ્રાફો મૂકી, સાથે તેની વર્ણનાત્મક નોંધ આપવામાં આવી છે.

વિવિધ મંદિરો, પાળિયા, શિલાલેખ, કીર્તિસ્તંભો, વાવો વગેરેનાં જુદાંજુદાં પુસ્તકો એ પ્રાચીન કળાપર પ્રકાશ ફેંકવા માટે, હજી પ્રકટ કરવાં પડશે અને આ કામ, સંસ્થાનની પ્રાચીન સંસ્કૃતિ અને ઇતિહાસના પ્રેમી નામદાર શ્રી મહારાજાધિરાજ સાહેબની ઉદાર મદદથી અવશ્ય સફળ થશે.

# શિલાલેખો

**ઇડર રાજ્યમાંના વડાલી પાસેના વૈદ્યનાથ મંદિરમાં મંડપ-નિર્માણ વિષેનો શિલાલેખ, સંવત ૧૨૬૪ (ઈ. સ. ૧૨૦૮).**

ॐ नमः त्रैलोक्यनाथाय जगदानंदकारीणे।
परापर कलातीत निष्कलाय च शंभवे॥ १

श्रीमदुत्पलराजादिवंशे प्रामार–भूभुजां।
अस्ति त्रैलोक्यविख्यातो धारावर्षो महीपतिः॥ २

द्वाःस्थः तस्याभवत्पूर्व वारीवारडवंशजः।
नरपालसमुद्भूतो हरिपाल इति श्रुतः॥ ३

पुत्रस्तस्याति विख्यातो भुवनैर्लब्धविक्रमः।
धीमत्साहृणपालाह्वः वैरीवर्गक्षयंकरः॥ ४

चारुस्तंभावलिर्युक्तो रुपकैः विश्रुतो महान्।
तेन श्री वैद्यनाथस्य निर्ममे मंडप शुभः॥ ५

चन्द्रार्कौ भुवने यावद्यावद्रास्ते वसुंधरा।
कृतिः साहृणपालस्य तावद्राजतु मंडपः॥ ६

संवत १२६४ चैत्र शुद १३ गुरु।

જે નિષ્કલ કહેતાં પર અને અપર કલાથી અતીત છે એવા, જગતને આનંદકારી ત્રૈલોકયનાથ શંભુને નમસ્કાર હો. ૧.

શ્રીમદ્ ઉત્પલરાજના વંશના પ્રામાર રાજાઓમાં, ત્રણે લોક-માં વિખ્યાત એવો ધારાવર્ષ નામનો એક રાજા થયો. ૨.

એ રાજાના દ્વારપાળ તરીકે, પૂર્વે, વારીવારડ વંશના નર-
પાલનો પુત્ર હરિપાલ થયો. ૩.

તેનો પુત્ર શત્રુઓનો ક્ષય કરનાર, ધીમાન્ અને પોતાના પરાક્રમથી સમગ્ર ભુવનમાં વિખ્યાત એવો સાહણપાલ નામે થયો. ૪.

તેણે સુંદર સ્તંભો અને ચિત્રોથી યુક્ત શ્રી વૈદ્યનાથના વિશાળ મંડપનું નિર્માણ કર્યું. ૫.

આકાશમાં ચંદ્ર અને સૂર્ય જ્યાંસુધી તપે, જ્યાંસુધી વસુંધરા રસવતી રહે, ત્યાંસુધી સાહણપાલની આ કૃતિ જે મંડપ તે રાજતું રહો. સંવત ૧૨૬૪ ચૈત્ર શુદ ૧૩ ગુરુ. ૬.

**૬૭૨ રાજ્યમાંના ભવનાથ પાસેના રામજી (સૂર્ય) મંદિરમાંનો શિલાલેખ. સંવત ૧૩૫૪ (ઇ. સ. ૧૨૯૮).**

येनैते दानवेन्द्रा निजकर निकरैः सूदिताश्चांतरिक्षे ।
नित्यं प्रत्यूषकाले रजनिजतिमिरं त्रासितं दिव्यभाभिः ।
चक्रे धाम्नांऽगजेनावनितलमरुणं सांद्रसिंदूरवर्णं
छिद्याद्घोरोरकंदं प्रथमसमुदितः सप्तसप्तिः स सूर्यः । १

त्रस्यंते यस्य नाम्ना विविधविधिकृता व्याधयः पूर्वदन्ताः ।
संपद्यंते तथैवाखिलमलरहिताः संपदः शर्मसाध्याः ।
ऐश्वर्यं भोगयुक्तं सकृदपि हृदये ध्यानमात्रेण सद्यः ।
सोयं वृंदारको वः शमयतु दुरितं भूरिभल्लीव भानुः । २

समस्तविश्वस्य विबोधकर्ता
घनांधकारस्य तथाशु हंता ।
अभीष्टकार्यस्य सदा विधाता
स वो रविः पातु सदा प्रभाते । . . ३

जगतां मौलिमाणिक्यः सुराऽसुरनमस्कृतः
प्राणिनां प्राणदः सूर्यः पातु वः पुण्यकर्मणः । . . ३

चौलुक्यान्वयसंजातः आनाकोजगतीतले
सुराष्ट्रं निजनाम्नेव शोभितं निजविक्रमात् । . . ५

तदंगभूतं लवणप्रसादं
धुरंधरं वंशकरं नृपाणां ।
समुद्धृता येन रसातलातात्
द्विजाश्च वेदाश्च पुनर्बभूवुः । . . . . . . . ६

तस्याप्यभूत्सूनुरुदारकीर्तिः
श्री वीरनामा परचक्रमर्दी ।

अरातिसंमोहकरं च येन
कृतं भुसारेण महाहवं च। . . . . . . ७
श्रीमद्वीरधवलस्य पुत्रोभूत् वीरलक्षण:
श्रीमत्प्रतापमल्लस्तु प्रतापाक्रांतमंडल: । . . . . . ८
तस्यानुजन्मा प्रथितं पृथिव्यां
श्री विश्वलाख्यो नृपति प्रचंड: ।
धाराधिनाथं समरे विजित्य
पुरीं विशालां स बभंज धारां । . . . . . ९
स्वाद्यष्टबंधो सकलं तनूजं
तमर्जुनाख्यं नरदेवपूज्यं ।
संस्थाप्य राज्ये सकलांगपूर्णे
तत: प्रपेदे गतिमुत्तमांस: . . . . . . . . १०
तस्यांगज: संप्रति राजतेसौ
श्री रामनामा नृप चक्रवर्ती ।
संतर्प्य दानै: द्विजसत्तमाश्च
येनावरुद्धो बलिरुग्रधन्वा । . . . . . . . . ११
शारंगदेव: शुशुभे धरायां
रामानुजो लक्ष्मणसन्निभश्च
दुष्टं स्वभावं समरे च गोगं
विद्रावयामास दिगंतरेषु । . . . . . . . , १२
श्रीरामादौ रसोज्ञात: कर्णनामेति विश्रुत:
श्रुतिशास्त्राविरोधेन सोयं पालय तिप्रजा: । . . . १३
एवं प्रतिष्ठिते कर्णे धर्मो भवतु शाश्वत:
गौत्रेयं गौरवं यातु पर्जन्यो वर्षतु ध्रुवं । . . . १४

चालुक्यवंशविस्तारः संक्षेपद कथितो मया।
सामग्रेणासमर्थोहं स्तोतुं विस्तरतो गुणान्। . . १५

वक्ष्ये समस्तं धवलोकसांतं
वंशं यथापूर्वमकल्मषं वा।
रतं सदा विष्णुपदे पवित्रे
उत्कंठितं शंकरपूजने वा। . . . . . १६

शांडिल्यप्रवरे गोत्रे महादेवोऽत्रभूत्पुरा।
शंकराराधने युक्तो दानधर्मपरायणः। . . १७

प्रजेश्वरः कीर्तिमतां वरिष्ठः
तस्यांगभूतः प्रबल प्रमाथी।
सुधांशुनाथस्य ललाटदेशे
विभूषणस्य छलतोवतास्थे। . . . . . १८

तदंगभूभूतलभूषणोयं
मुंजालदेवोमरमार्गगंता।
आश्वास्य लोकं कपिलां च धेनुं
संगोग्रहार्थे मरणं जगाम। . . . . . १९

खड्गतीव्रघनबाणसंयुतो
यष्टिशक्तिवर उंतपद्विपः।
बद्धतूणदृढशृंगिणीकरो
गोग्रहे मरणमासु सोगमत्। . . . . . २०

जातः कांतविशालभालवदनो मुंजालदेवो भटः।
कष्टं उज्झितजन्मजालगहनं संतीर्यते गोग्रहे।
विद्याद्भारतभारतीकथमहं कर्णः सुवीरो यथा।
खड्गं पाणितले निधाय परमं सूर्यस्य लोकं गतः। . २१

काश्यपे विमले गोत्रे राजिगोभून्महामतिः।
रंजितं यस्य रागेण सकलं गोत्रमंडलं। . २२

तस्येह नन्दनो जातः राज्यदेवक्रियापरः।
तस्यैका दुहिता जाता नालादेवीति विश्रुता। . . २३

अतीवसा सत्यरता सुकीर्तिः।
धर्मे स्थिता पूर्वसतीस्वभावा।
तस्या प्रजज्ञे रिपुमोलिशूलः
वैजल्लदेव शिवशक्तिभक्तः। . . . . . . २४

वैरोचनार्चनरतो नरतोषकारी
वैजल्ल एष नर कीर्तितकीर्तिः कांतः।
दानप्रदानविमुखीकृतकल्पवृक्षः
शिक्षाकरः सुकरयोर्बलतोरि पात्रं। . . . . . २५

तेन श्रीभृगुकुण्डस्य जगत्यां देववासणो
मातृपितृसमुद्दिश्य कारितं सूर्यमन्दिरं। . . २६

गोम्लतिलहिरण्यादि पात्रे दत्वा ह्यनेकशः
मुजालस्वामीदेवस्य तेनाकारि निकेतनं। . . २७

संपदः कलभकर्णचंचलां
जीवितं च जलजांबुदुस्थिरं।
यौवनं च युवतीकटाक्षवत्
वीक्ष्य योऽर्कनिलयं न्यकारयत्। . . २८

× × × . . . २९

यस्य वैजल्लदेवस्य नन्दना देवरूपिणः।
मदनो मंडलीकाख्यः महीपालोऽथ विश्रुतः। . . ३०

सुता मुंजालदेवस्य ही . . . मिधीयते।
सुतं सा सुषवे शूरं संग्रामाख्यं महाभुजं। . . . ३१
यस्यास्ये हि विराजते सुविमला सामस्य वाणी धृवा।
तस्येयं विहिता प्रशस्ति . . . . . . . ३२
. . वार्कसुतेन लक्षणयुता व्यासेन मोक्षाख्यया।
योसौ क्षांतिरतः कलासु निपुणः काव्येषु कर्ता स्वयं। ३३
सूतापथांगजातेन नायकेन सुबुद्धिना।
इयं प्रशस्तिरुत्कीर्णा प्रसादाद्विश्वकर्मणः। . . . ३४

स्वस्ति नृपविक्रमकालातीत संवत् १३५४ वर्षे शोभननामसंवत्सरे दक्षिणायनगते सूर्ये कार्तिक सुदि ११ रवौ प्रशस्तिरियं अलेखि। शुभं भवतु। मंगलं भवतु।

જેણે અંતરિક્ષમાં પોતાનાં કિરણોના સમૂહ વડે દાનવરાજોને હણેલા છે, જેના દિવ્ય પ્રકાશ વડે રાત્રિનો અંધકાર રોજ પ્રભાતમાં ત્રાસી ઊઠે છે, જેણે કિરણોના મદગળ હાથીઓ વડે અવનિ-તલને ઘેરા સિંદુરના વર્ણના જેવું અરુણ બનાવી દીધું છે, એવો સાત અશ્વોવાળો ઊગતો સૂર્ય આપણા હૃદયના અંધકારને દૂર કરો.૧

જેના નામ માત્ર વડે વિધિરચિત અનેક દુઃખદાયી વ્યાધિઓ ત્રાસ પામે છે, તથા બધા જ પ્રકારની શર્મવડે સાધિત થઈ શકે તેવી નિર્મળ સંપત્તિઓ લાધે છે, જેના એક જ ધ્યાન માત્રથી તરત જ હૃદયને વિષે ભોગયુક્ત ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે, તે પુષ્કળ પ્રભાનાં તીવ્ર કિરણોવાળો તેજસ્વી સૂર્ય આપણાં દુરિતોને દૂર કરો.૨

આખા વિશ્વને જગાડનાર, ઘન અંધકારને ત્વરિત હણી નાખનાર, ઇષ્ટ કાર્યોની સદા પ્રાપ્તિ કરાવનાર એવો સૂર્ય રોજ રોજ પ્રભાતમાં આપણું રક્ષણ કરો. ૩

જગતનો શિરોમણિ રત્ન, સુર અને અસુરો વડે વહાએલો, પ્રાણીઓને જીવાડનાર અને પ્રેરણા આપનાર સૂર્ય પુણ્યકર્મ કરાવવાળા એવા આપણને રક્ષો. ૪

જગતતલ ઉપર ચાલુક્યવંશમાં ઉત્પન્ન થએલા આનાક (અર્ણોરાજ) નામના રાજાએ પોતાના વિક્રમ વડે સુરાષ્ટ્રને શોભાવેલ છે. ૫

તેનો પુત્ર લવણપ્રસાદ એ ધુરંધર વીર છે અને રાજાઓનો વંશ ચાલુ કરનાર છે, જેણે રસાતલમાં ડૂબેલા વેદો અને બ્રાહ્મણોનો ઉદ્ધાર કરી તેમને પુનર્જીવન આપ્યું. ૬

તેનો ઉદારચરિત પુત્ર શ્રીવીર નામનો, શત્રુઓનાં રાજ્યોનું મર્દન કરી નાખનાર થયો, જેણે પૃથ્વીની ઉત્તમ વસ્તુઓ વડે દુશ્મનોને સંમોહ પમાડી નાખે તેવો મહાન યજ્ઞ કર્યો. ૭

વીરને છાજે તેવાં લક્ષણોવાળો, વીરધવલ રાજાનો પુત્ર પ્રતાપમલ્લ, જેના પ્રતાપ વડે આખું મંડળ વ્યાપ્ત થયું ૮

તેનો અનુજ પૃથ્વીપર પ્રખ્યાત વિશ્વલ નામનો પ્રચંડ નૃપતિ થયો, જેણે ધારાનગરના રાજાને યુદ્ધમાં જીતીને વિશાળ એવી ધારાનગરીને તોડી. ૯

પોતા આદિ આઠ ભાઇઓમાંના નરપતિઓમાં પૂજ્ય એવા એકના એક પુત્ર અર્જુનને, જેનું દરેક અંગ સંપૂર્ણ છે એવી રાજ્યગાદી ઉપર બેસાડીને તે ઉત્તમગતિને પ્રાપ્ત થયો. ૧૦

તેનો પુત્ર રામ નામનો, રાજાઓમાં ચક્રવર્તી એવો હાલમાં રાજ્ય કરે છે, જેણે ઉત્તમ બ્રાહ્મણોને દાનો વડે સંતોષી ઉગ્રધન્વા બલિની કીર્તિને ઝાંખી પાડી છે. ૧૧

રામના અનુજ લક્ષ્મણ જેવો આ રામરાજાનો લઘુ બંધુ

શારંગદેવ પૃથ્વીને વિષે શોભી રહ્યો. દુષ્ટ સ્વભાવના ગોગને યુદ્ધમાં હરાવીને તેણે અનેક દિશાઓમાં હાંકી કાઢ્યા. ૧૨

શ્રી રામનો ઔરસ પુત્ર કર્ણ નામનો પૃથ્વીને વિષે પ્રખ્યાત છે, જે શ્રુતિ અને શાસ્ત્રના વિધિને અનુકૂળ રહીને પ્રજાનું પાલન કરે છે. ૧૩

આ રીતે કર્ણ રાજા ગાદી ઉપર સ્થપાયે ધર્મ શાશ્વત થાઓ, ગોત્ર ગૌરવને પામો અને મેઘની નિયમિત વૃષ્ટિ થાઓ. ૧૪

ચાલુક્ય વંશનો વિસ્તાર સંક્ષેપવડે મેં આ પ્રમાણે કહ્યો છે. તેના ગુણોનું વિસ્તૃત વર્ણન પૂરેપૂરૂં આપવાને હું અસમર્થ છું. ૧૫

પવિત્ર વિષ્ણુપદને વિષે રક્ત અને શંકરપૂજનને વિષે ઉત્કંઠિત એવા નિર્મળ વંશનું હું હવે આખું વર્ણન આપું છું. ૧૬

શાંડિલ્યના ઉત્તમ ગોત્રમાં પ્રથમના સમયમાં મહાદેવ નામનો પુરુષ થયો જે શંકરના આરાધનને વિષે અનુરક્ત અને દાન તથા ધર્મને વિષે પરાયણ હતો. ૧૭

કીર્તિવન્તોમાં શ્રેષ્ઠ પ્રબલ અને તેજસ્વી પ્રજેશ્વર (પ્રજાનો નાથ) નામનો તેનો પુત્ર શંકર ભગવાનના લલાટપ્રદેશના આભૂષણ સુધાંશુનાથ જેવો શોભી રહ્યો. ૧૮

તેનો પુત્ર ભૂમિતલનો ભૂષણ, દેવોના માર્ગને પામેલો મુંજાલદેવ લોકોને અને કપિલા ધેનુને આશ્વાસન આપીને ગાયોના સંરક્ષણાર્થે મૃત્યુવશ થયો. ૧૯

તીવ્ર ખડ્ગ અને ગાઢ બાણોથી સંયુત તથા યષ્ટિ, અને શક્તિનાં અસ્ત્રો વડે શત્રુઓને તાપ પમાડનારો, અને, જેણે પોતાના ધનુષ્યની પણછ ઉપર બાણ ચડાવેલાં છે એવો તે ગાયોના રક્ષણાર્થે સત્વર મરણને વશ થયો. ૨૦

મુંજાલદેવ રૂપાળો, વિશાલ ભાલ તથા વદનવાળો સુભટ થઇ ગયો. એ કષ્ટની કથા છે કે ગાયોનું રક્ષણ કરવા જતાં તેણે ગહન એવી આ જન્મની જાલને છેદી નાખી છે. સુવીર કર્ણની માફક હાથમાં ખડ્ગ લઇને તે સૂર્યના લોકમાં ગયો. તેનાં ગાન હું મહાભારત જેવી સુંદર વાણીમાં કેમ કરીને ગાઇ શકું? ૨૧

વિમલ કાશ્યપ ગોત્રમાં મહાબુદ્ધિશાળી રાજિગ થઇ ગયો, જેણે પોતાની કળાવડે આખા ગોત્રમંડલનું મન રંજિત કર્યું. ૨૨

તેનો દીકરો નન્દન રાજ્ય અને દેવતાની ક્રિયાઓમાં તત્પર થયો. તેને નાલાદેવી નામથી પ્રખ્યાત એક પુત્રી થઈ. ૨૩

તે અત્યંત સારી કીર્તિવાળી સત્યને વિષે અનુરક્તા, ધર્મને વિષે સ્થિત થએલી તથા સતી સ્વભાવની હતી. તેને, શત્રુઓના શિરોના શળ જેવો, શિવ અને શક્તિનો ભક્ત, વૈજલ્લદેવ નામનો પુત્ર થયો. ૨૪

સૂર્યના પૂજનને વિષે અનુરક્ત, સર્વ માણસોને સંતોષ પમાડનારો આ વૈજલ્લ, જનસમૂહ જેની કીર્તિનાં ગાન ગાય છે તેવો પ્રિય થયો. જેણે દાનપ્રદાન વડે કલ્પવૃક્ષને પણ પાછળ રાખી દીધું છે એવો તે પોતાના વિશાળ ભુજબળથી શત્રુઓને સારી રીતે શિક્ષા કરવાવાળો થયો. ૨૫

પૃથ્વીને વિષે દેવ જેવા તેણે આ સૂર્યમંદિર માતા અને પિતાના સ્મારક તરીકે શ્રી ભૃગુકુંડના પ્રાન્તભાગમાં બંધાવ્યું. ૨૬

તેણે મુંજાલસ્વામીદેવનું આ મંદિર ગોમ્લ, તલ, સુવર્ણ વગેરે, સુપાત્ર બ્રાહ્મણોને વારંવાર જથ્થાબંધ આપીને બંધાવ્યું. ૨૭

સંપત્તિને હાથીના બચ્ચાંના કાનની માફક ચંચળ, જીવનને કમળપત્ર પર પડેલા પાણી જેવું અસ્થિર અને યૌવનને યુવતીના કટાક્ષ જેવું (સંમોહકારી) લેખીને તેણે આ સૂર્યનું મંદિર બંધાવ્યું ૨૮

આ વૈજલ્લદેવના દેવરૂપી દીકરાઓ મદન, મંડલિક અને મહીપાલ નામના વિખ્યાત થયા. ૨૯

મુંજાલદેવની દીકરી જે હિમજા (પાર્વતી) નામથી જાણીતી હતી તેણે મહા બળવાન ભુજાવાળા સંગ્રામ નામના શૂરા પુત્રને જન્મ આપ્યો. ૩૦

જેના મુખને વિષે સામવેદની સુવિમલ અને ધ્રુવ વાણી વિરાજે છે તે વ્યાસે મોક્ષના આખ્યાન જેવી સુલક્ષણથી યુક્ત એવી આ પ્રશસ્તિ રચી, કારણકે તે શાંતિને વિષે રક્ત, કળાઓમાં નિપુણ અને સ્વયં કાવ્યનો રચયિતા છે. ૩૧

સૂતાપથાંગ જાતિમાં જન્મેલા સુંદર બુદ્ધિવાળા નાયકે આ પ્રશસ્તિ વિશ્વકર્માના પ્રસાદવડે પત્થરમાં આલેખી છે. ૩૨

સ્વસ્તિશ્રી નૃપવિક્રમ કાલાતીત સંવત ૧૩૫૪ વર્ષે શોભન નામના સંવત્સરે દક્ષિણાયનમાં સૂર્યભગવાન સ્થિત થયે કાર્તિક સુદિ ૧૧ને રવિવારે આ પ્રશસ્તિ લખી.

# ચિત્રપરિચય

## પ્લેટ ૧

૧ શામળાજીના ડુંગરમાંથી મળી આવેલી શિવની મસ્તક રહિત મૂર્તિ. ઇસ્વી સનની શુમારે ૭મી સદીનો ઉત્તર ભાગ. પુરાતત્ત્વ સંગ્રહાલય હિંમતનગર.

વસ્ત્રપરિધાનની રીતિ અને ખાસ કરીને કટિભાગ પરની ગ્રન્થીઓ નોંધવાલાયક છે.

૨ શામળાજીના ડુંગરોમાંથી મળી આવેલી આઠ માતૃકાઓમાંની એક કૃશોદરી અથવા ચામુંડાની લાક્ષણિક મૂર્તિ. આશરે ૭મી સદી ઇસ્વી. પુરાતત્ત્વ સંગ્રહાલય હિંમતનગર.

વિશિષ્ટ પદ્ધતિથી કેશગુંફન કરેલું છે અને જાણે મથાળે નાના મુકુટથી કેશ બાંધેલા છે. ઢળી પડેલાં લંબમાન સ્તન, કૃશ ઉદર, મનુષ્યોની મુંડમાળા અને ડાબા હાથની હથેળીમાં તાજું કપાએલું મનુષ્ય મસ્તક એ આની વિશિષ્ટતાઓ છે. તેણે વ્યાઘ્રચર્મ ઓઢેલું છે અને તેમાંથી નખ અને પંજા સ્પષ્ટ તરી આવે છે. વ્યાઘ્રચર્મના છેડાઓની ગ્રન્થી ખાસ નોંધવાલાયક છે.

૩ શામળાજીની ટેકરીઓમાંથી મળી આવેલી અષ્ટ માતૃકાઓ માંહેની એક ઐન્દ્રી (ઇન્દ્રની શક્તિ)નો નીચેનો ભાગ. આશરે ૬ઠ્ઠી સદી ઇસ્વી. પુરાતત્ત્વ સંગ્રહાલય હિંમતનગર.

મૂર્તિની કોમળ છટા, અંગોના ગોળ ભરાવ અને ઉદરનું સંવિધાન કળામય છે. વસ્ત્રપરિધાનમાં છેડા અને કરચલીઓ સુંદરરીતે દર્શાવેલાં છે. ડાબી બાજુએ કેડ પર બાળક ઊંચક્યું હોય

એમ આખું શરીર જમણી બાજુ સહેજ વળેલું છે. આ વર્ગમાં બીજી ત્રણ માતૃકાઓ પણ મળી આવેલી છે. તેમના કટિભાગ ઉપર બાળક તેડેલાં છે.

## પ્લેટ ૨

૪ શામળાજીના ડુંગરોમાંથી મળી આવેલા ગણેશ. આશરે ૬ઠ્ઠી સદી ઈસ્વી. પુરાતત્ત્વ સંગ્રહાલય હિંમતનગર.

ઊભેલા બાળગણેશની અસાધારણ સુંદર કારીગરીની અત્યંત વિરલ મૂર્તિ. ભુજાઓનો, પેટનો તથા વક્ષઃસ્થલનો ગોળ ભરાવ સુંદર રીતે દર્શાવેલો છે અને આખી મૂર્તિમાં ગતિ અને જોમ છે. સૂંઢની સ્થિતિ અને જાણે અવિરત ગતિમય એવા કાન વડે એ ખૂબ સજીવ લાગે છે. ગંડસ્થળનું સંવિધાન સુંદર છે. બે આંખોની વચ્ચે જરા ત્રાંસમાં ઉપર એને એક ત્રીજું ચક્ષુ છે. ફણાવાળો નાગ, શેલું અને વસ્ત્રોનું વિધાન સુંદર છે. મોદકનું પાત્ર ઊંચકી જતા એક અનુચર પર ગણેશે હાથ ટેકવેલો હોય એમ લાગે છે. ગંડસ્થળનાં આભૂષણો, વિશિષ્ટ હસ્તિઘાટનાં કુંડળ, કણ્ઠાભરણ અને ખાસ કરીને નૂપુર આખી આકૃતિને કોમળ અને બાળભાવથી ભરેલી દર્શાવે છે.

૫ શામળાજીના ડુંગરોમાંથી મળી આવેલી શિવની–બહુધા વીરભદ્રની–એક અતીવ સુંદર આકૃતિ. આશરે ૬ઠ્ઠી સદી ઈસ્વી. પુરાતત્ત્વ સંગ્રહાલય હિંમતનગર.

વસ્ત્રના ઉપર એણે વ્યાઘ્રચર્મ ઓઢેલું છે. ચર્મના છેડાઓની ગ્રન્થીઓ સ્પષ્ટપણે દેખાય છે. અટપટી રચનાવાળો એક શિરોમુકુટ, કણ્ઠાભરણ, હસ્તવલય, ભુજબંધ વગેરે સ્પષ્ટ કોતરેલાં છે. નંદીને પણ શિરોમેખલા અને ગળાની ઝાલર વડે શણગારેલો છે.

આખી આકૃતિ સુઘટિત, માંસલ, જોમવાળી અને સ્વસ્થ લાગે છે.

૬ શામળાજીના ડુંગરમાંથી મળી આવેલી પાર્વતીની–અહુધા ભીલડીની–એક અનન્ય મનોહર મૂર્તિ. શુમારે ૬ઠ્ઠી સદીનો પૂર્વભાગ. પુરાતત્ત્વ સંગ્રહાલય હિંમતનગર.

માથાના વાળની લટો વિખરાએલી છે અને મસ્તક ઉપર એક નાની દામણીથી તે બાંધી લીધેલા છે. કુંડળ, કણ્ઠાભરણ, હસ્તવલય, કટિમેખલા, નૂપુર વગેરે તેણે ધારણ કરેલાં છે અને પંજાના નખ તથા મસ્તક સ્પષ્ટપણે તરી આવે એવું એક વ્યાઘ્રચર્મ પરિધાન કરેલું છે. દક્ષિણ હસ્ત તરફથી નીકળી ગળાની આસપાસ વીંટળાઇ વળતો એક નાગ પણ છે.

પ્રસન્ન મુખભાવ ધારણ કરીને સુંદર છટા સાથે આકૃતિ ઊભેલી છે. આ બધી મૂર્તિઓને ત્રણ ચક્ષુઓ છે.

## પ્લેટ ૩

૭ ટીંટોઇમાંથી મળી આવેલાં પાર્વતી અને બાળ ગણેશ. ૬ઠ્ઠી સદીનો શુમાર. પુરાતત્ત્વ સંગ્રહાલય હિંમતનગર.

ગૌરી અને ગણેશ એકસાથે ભાગ્યે જ જોવામાં આવે છે. બંને આકૃતિઓનું વિધાન સરસ છે. ડગુમગુ ડગ ભરતા બાળકના જેવી લાગતી ગણેશમૂર્તિ નૃત્યસ્થિતિમાં છે.

૮ ટીંટોઇમાંથી મળી આવેલ શિવપાર્વતી. આશરે ૬ઠ્ઠી સદી ઇસ્વી. પુરાતત્ત્વ સંગ્રહાલય હિંમતનગર.

શિવ અને પાર્વતી બન્ને ઊભેલાં છે અને પાર્વતીએ પોતાના હાથમાં બાળગણેશને તેડેલા છે. મયૂર બાળકમાં મગ્ન થઇ ગએલો જણાય છે. બન્નેએ ઉત્તરીય ધારણ કરેલાં છે અને શિવને સુંદર લાંબી મોતીની માળા તથા પાર્વતીજીને કટિમેખલા છે.

બંને આકૃતિઓએ નૂપુર સુધી પહોંચે એવાં વસ્ત્રો પહેરેલાં છે. બંનેના વાળ ઓળેલા છે અને શિરોમુકુટથી વ્યવસ્થિત કરેલા છે. કુંડળ, કણ્ઠાભરણ, હસ્તવલય અને ભુજબંધ બંનેએ ધારણ કરેલાં છે. પાર્વતીનાં નૂપુર દેખાવે સુકોમળ છે. શિવને છ અને પાર્વતીને ચાર હાથ છે. બે હાથથી શિવ વીણા વગાડે છે, એક હાથમાં નાગ ધારણ કરેલો છે, બે હાથથી એમણે ત્રિશૂલ પકડેલું છે અને એક હાથ નાગના પુચ્છની પાસે છે.

## પ્લેટ ૪

૯ શામળાજીના ડુંગરમાંથી મળી આવેલી બાળક સાથેની એક સ્ત્રીની મૂર્તિ. શુમારે ૯મી સદી ઇસ્વી. પુરાતત્ત્વ સંગ્રહાલય હિંમતનગર.

મોટાં કુંડળો, કણ્ઠાભરણ અને સૂત્રગ્રથિત રત્નખચિત શિરોવેષ મૂર્તિએ ધારણ કરેલાં છે. ઉત્તરીય પણ છે.

૧૦ શામળાજીની અનન્ત બ્રહ્માની મૂર્તિ. આશરે ૬ઠ્ઠી અથવા ૭મી સદી ઇસ્વી.

એક અત્યંત વિરલ અને અપ્રતિમ આકૃતિ. એ કયા દેવતાની મૂર્તિ છે એ ચોક્કસપણે હજી નક્કી થઈ શક્યું નથી. ચાર મસ્તક અને આઠ હાથ એને છે. લગભગ બધા હાથ ખંડિત છે. મુખ્ય મૂર્તિમાંથી પ્રગટી નીકળતી બીજી ચોવીસ આકૃતિઓ તેમાં છે. મુખ્ય મૂર્તિએ કંઈક ઊંચકેલું હોય એવી તેની છટા છે. મધ્યસ્થ આકૃતિઓ થોડી મોટી છે તેથી સ્પષ્ટ તરી આવે છે. નિતમ્બ ઉપર બાંધેલા વસ્ત્રના છેડાની ગ્રથિત રેખાઓથી અને આગળ આવતી પાટલી ઉપરથી પહેરેલું પીતાંબર જણાઈ આવે છે.

આ મૂર્તિનો સાચો પરિચય કરાવતો વિશેષ પ્રકાશ કોઇ વિદ્વાન ફેંકશે તો હું ઘણો આભારી થઇશ.

## પ્લેટ ૫

૧૧ ખેડબ્રહ્માની ઉત્તરે દેલવાડાથી મળી આવેલાં શિવ અને પાર્વતી. શુમારે ૭મી સદી ઇસ્વી. પુરાતત્ત્વ સંગ્રહાલય હિંમતનગર.

મૂર્તિની મનોહર છટા, અને પૃષ્ઠ ભાગનું પદ્મ અત્યંત કમનીય છે.

૧૨ ખેડબ્રહ્માથી મળી આવેલ સૂર્ય. આશરે ૧૧મા સદી ઇસ્વી. પુરાતત્ત્વ સંગ્રહાલય હિંમતનગર.

૧૩ ખેડબ્રહ્માથી મળી આવેલ ધનની દેવી—લક્ષ્મી. લગભગ ૧૦મી કે ૧૧મી સદી ઇસ્વી. પુરાતત્ત્વ સંગ્રહાલય હિંમતનગર.

ત્રણ હાથમાં ગદા, ચક્ર અને બિજોરૂં છે. ચોથો હાથ વરદ સ્થિતિમાં છે.

## પ્લેટ ૬

૧૪ ખેડબ્રહ્માના પંખેશ્વર મહાદેવમાં શિવતાણ્ડવની મૂર્તિ. અંદાજે ૭મી સદી ઇસ્વી.

અત્યંત સુકોમળ અને પ્રવાહમય જોમવાળી એની છટા છે. એક અનુચર ઢોલક બજાવે છે.

૧૫ ખેડબ્રહ્મામાં બ્રહ્માજીની મૂર્તિ. ઇસ્વી સનની લગભગ ૬ઠ્ઠી સદી અથવા એથી યે પુરાતન.

૬ ફૂટ ૬ ઇંચ જેવડી આ મૂર્તિ કદમાં મોટી છે. ત્રણ મસ્તકો સ્પષ્ટપણે દેખાય છે. જૂની મૂર્તિ ઉપર પ્લાસ્ટર ચડાવીને પછી તેને રંગી હોય એમ લાગે છે. રોજ એની પૂજા કરવામાં આવે છે એટલે પ્લાસ્ટર દૂર કરી મૂર્તિનું મૂળ સંવિધાન જોવાનું શક્ય નથી. આખા હિંદુસ્તાનમાં કદાચ આ સૌથી વધારે મોટી બ્રહ્માજીની મૂર્તિ છે.

## પ્લેટ ૭

૧૬ રોડામાં બે અનુચરોવાળી એક બિનઓળખાએલી મૂર્તિ. આશરે ૯મી સદી ઇસ્વી.

૧૭ રોડામાં દ્વારપાળની મૂર્તિ ૧૦મી સદી ઈસ્વી.

## પ્લેટ ૮

૧૮ રોડાથી મળી આવેલી સ્રીદ્વારપાળની મૂર્તિ. શુમારે ૧૦મી સદી ઈસ્વી. પુરાતત્ત્વ સંગ્રહાલય હિંમતનગર.

બંને બાજુએ એક જ પ્રકારની આકૃતિઓ કોતરેલી હોવાથી આ મૂર્તિ શિલ્પમાં ખૂણે મૂકાતી સુશોભન આકૃતિ લાગે છે.

૧૯ બે આકૃતિઓ—એક શબાસના ચામુંડાની અને બીજી સિંહવાહની દુર્ગાની. આશરે ૮ અથવા ૯મી સદી ઈસ્વી.

## પ્લેટ ૯

૨૦ રોડામાં દિગ્પાલની મૂર્તિ. અંદાજે ૧૨મી સદી ઇસ્વી.

૨૧ સિંહવાહની ભવાની માતા—રોડાનાં દક્ષિણ દિશાનાં મંદિરો માંહેની. આશરે ૧૦મી સદી ઈસ્વી.

સિંહની પીઠ ઉપર ભવાની સરળ છટાથી બેઠેલાં છે અને જાણે નૂપુરને વ્યવસ્થિત કરે છે. આકૃતિ અતિ સુંદર છે અને તેમાં સુકોમળ ક્રિયાનું આલેખન છે.

૨૨ રોડામાંથી મળી આવેલી મસ્તકરહિત સૂર્યમૂર્તિ. શુમારે ૧૧મી સદી ઇસ્વી. પુરાતત્ત્વ સંગ્રહાલય હિંમતનગર.

અત્યંત સુઘડ—સુઘટિત કોતરકામવાળી આ વિશાળ આકૃતિ વાસ્તવિકરીતે દ્વિમુખી છે કારણકે એની બંને બાજુએ એક જ પ્રકારનું કોતરકામ છે. મંદિરના ઘુમ્મટના શિખરમાંનો એ મધ્યભાગ હોવો જોઇએ કારણ ત્યાંથી સૂર્ય પૂર્વ અને પશ્ચિમ

બંને દિશાઓને અભિમુખ રહે. તેની બેઠક પર સાત અશ્વોની નાના કદની મૂર્તિઓ પણ છે. મૂર્તિ આખીના અંગાંગમાંથી જાણે જોમ નીતરે છે.

## પ્લેટ ૧૦

૨૩ કાર્તિકેય, રોડા. અંદાજ ૧૦મી સદી ઇસ્વી.

કાર્તિકેયના એક નાના મંદિરના પાછળના ભાગ ઉપરની મયૂરવાહની કાર્તિકેયની મૂર્તિ.

૨૪ વરાહ, રોડા. આશરે ૧૦મી સદી ઇસ્વી.

નાગરૂપધારી હિરણ્યાક્ષને એ ખૂંદે છે. તેના હાથમાં ગદા અને ચક્ર છે અને તેના ખભા ઉપર વરાહના મુખને એક હાથથી સ્પર્શ કરતી સ્ત્રીરૂપધારિણી પૃથ્વી બેઠેલી છે.

આકૃતિની સ્થિતિમાં ખૂબ જોમ લાગે છે.

૨૫ અમ્બા, રોડા. લગભગ ૧૫મી સદી ઇસ્વી.

## પ્લેટ ૧૧

૨૬–૨૭ રોડાનાં મંદિરોના સ્તંભોના ઉપરના ભાગની મધ્યવર્તી આકૃતિઓ. લગભગ ૧૧મી સદી ઇસ્વી.

૨૬મી આકૃતિમાંની નૃત્ય કરતી સ્ત્રીમૂર્તિની છટા અત્યંત કમનીય અને પ્રવાહિત છે. અનુચર પણ નૃત્યની સ્થિતિમાં છે.

૨૭ આ આકૃતિ મુખ્ય દેવતાની છે. ગદા, કટિમેખલા, કણ્ઠાભરણ અને કુંડળો ધારણ કરતી તથા નૂપુર સુધી લાંબું આછું વસ્ત્ર પરિધાન કરેલી એ મૂર્તિ છે.

આ તેમજ એ જ સ્તંભો ઉપર આવી બીજી આકૃતિઓ અને બાજુના સ્તંભો ઉપરની આકૃતિઓ ઉપર પ્લાસ્ટરનું એક પાતળું પડ કરી દીધેલું છે. એ દૂર કરવાથી સુઘટિત અંગ-

રચના અને વદનશોભા બતાવતી મૂળની સુંદર કોતરણી જોવા મળે છે તાપ, વરસાદ અને સમયના ઘસારાથી આ પ્લાસ્ટરે આકૃતિઓને સારી રીતે રક્ષેલી છે, તે બીજી મૂર્તિઓ સાથે સરખામણી કરતાં સ્પષ્ટ જણાય છે.

## પ્લેટ ૧૨

૨૮–૨૯–૩૦ કોતરેલી કમાનો અને સ્તંભોના ભાગો, રોડા. આશરે ૧૧મી સદી ઇસ્વી. પુરાતત્ત્વ સંગ્રહાલય હિંમતનગર.

કોતરણી સુંદર છે અને તેની રચના સાદી છતાં ઉઠાવદાર અને આકર્ષક છે. જાણે લાકડાંની કોતરણી હોય એવી લાગે છે.

## પ્લેટ ૧૩

૩૧ સ્તંભોની કુંભીનો એક ભાગ, રોડા. આશરે ૧૧મી સદી ઈસ્વી. પુરાતત્ત્વ સંગ્રહાલય હિંમતનગર.

દ્વારપાળ અને તેની સહચારિણીનાં આલેખનો ગૌરવભરી છટા દાખવતાં સામસામાં કોતરેલાં છે.

૩૨ એક ખંડિત કમાનનો અને સૂર્યમુખી ફૂલ કોતરેલો ખંડિત પત્થર. આશરે ૧૧મી સદી ઇસ્વી. પુરાતત્ત્વ સંગ્રહાલય હિંમતનગર.

કમાનની આકૃતિમાં ત્રણ માણસો બેઠેલા બતાવ્યા છે અને તેમના માથા ઉપર બીજા ચાર માણસો અથવા કપિઓ બેઠેલા છે. બાજુમાં કીર્તિમુખો છે. આખી આકૃતિ પુષ્પાકારી લાગે છે. સૂર્યમુખી આકૃતિ સાદી છતાં ઉઠાવદાર રેખાઓવાળી છે.

## પ્લેટ ૧૪

૩૩ પવિત્ર નંદી, શામળાજી. આશરે ૯મી સદી ઇસ્વી. પુરાતત્ત્વ સંગ્રહાલય હિંમતનગર.

લીલા ભૂરા પત્થરમાં કોતરેલો આ પોઠિયો તળપદી ગુજ-રાતની ઓલાદનાં લક્ષણોવાળો છે. શૃંખલા, મેખલા વગેરે આભૂષણોની રચના ઊંચા પ્રકારની છે.

૩૪ હાથી ઉપર આક્રમણ કરતો સિંહ, રોડા. શુમારે ૧૨મી સદી ઈસ્વી. પુરાતત્ત્વ સંગ્રહાલય હિંમતનગર.

ગુપ્ત વંશના રાજાઓએ સ્વીકારેલું અજ્ઞાન ઉપર જ્ઞાનના વિજયનું આ પ્રતીક છે. આકૃતિની રચના સુઘટિત નથી અને સૂર્ય તથા વરસાદે પણ તેને પુષ્કળ નુકશાન પહોંચાડેલું છે.

## પ્લેટ ૧૫

૩૫–૩૬–૩૭ શામળાજી મંદિરના કંદોરા. આશરે ૧૨મી સદી ઈસ્વી.

૩૫ અજ, ગજ, નર અને દેવ એવા એમાં ચાર થર છે. નર થરમાં માનવજીવનના રોજના બનાવો તેમજ દેવ થરમાં કૃષ્ણ તથા રામના કેટલાક જીવનપ્રસંગો ઉતારેલા છે.

૩૬ વધુ વિગતો દર્શાવતો એક બીજો વિભાગ. શ્રી કૃષ્ણના જીવનમાંથી કાલીયમર્દનનો પ્રસંગ એમાં સુંદર રીતે દર્શાવેલો છે. પ્રથમ શ્રી કૃષ્ણ કદમ્બના વૃક્ષ ઉપર બતાવેલા છે અને પ્રવાહમય તથા મચ્છ અને કચ્છથી ભરપૂર યમુના દર્શાવેલી છે. પછી શ્રી કૃષ્ણ કાલીય સાથે યુદ્ધ કરતા આલેખાએલા છે અને તે પછી નાગણી-ઓ તેમની પૂજા કરે છે એ દર્શાવ્યું છે.

૩૭ આ તકતીમાં પણ કૃષ્ણજીવનના બનાવો ઉતારેલા છે. તેમનું વિવિધ રાક્ષસો સાથેનું યુદ્ધ તથા પૂતનાવધ બતાવેલાં છે. આટલી સાંકડી જગ્યામાં આટલી વિવિધ વિગતો કેવી રીતે દર્શાવેલી છે તે નિપુણતા જોવા જેવી છે.

## પ્લેટ ૧૬

૩૮ કંદોરાની વધુ વિગતો, શામળાજી મંદિર. આશરે ૧૨મી સદી ઈસ્વી.

૩૯ શામળાજી મંદિરની પૂર્વ દિવાલની ઉપરની તકતીનો દેખાવ. આશરે ૧૨મી સદી ઈસ્વી.

દેવતાઓ, નૃત્ય કરતાં માનવીઓ, અનુચરો વગેરેની વિવિધ છટાથી આલેખાએલી આકૃતિઓ અત્યંત લલિત છે.

## પ્લેટ ૧૭

૪૦ શામળાજી મંદિરની પશ્ચિમ દિવાલનો દેખાવ. ૧૨મી સદી ઈસ્વીનો શુમાર.

નૃત્ય કરતા ગણેશની એક અપૂર્વ આકૃતિ એમાં છે. તાણ્ડવ નૃત્ય કરતા ગણેશની આકૃતિઓ બહુ વિરલ હોય છે. તેનો મુખભાવ ખૂબ આનંદમય છે અને આખા શરીરની સમતોલના સંપૂર્ણ છે. અંગરેખાઓનો પ્રવાહ સુયોજિત છે.

બીજી આકૃતિઓ પણ ખૂબ આકર્ષક છે. નીચલી તકતીની વિગતો પ્લેટ ૧૫ અને ૧૬માં બતાવેલી છે.

## પ્લેટ ૧૮

શામળાજી મંદિરના મંડપની છત. ૧૨મી સદી ઈસ્વીનો શુમાર. સોળ પાંખડીવાળાં પદ્મની રચનાવાળી અને મધ્યભાગમાં ઝુમ્મરની પેઠે લટકી રહેલી કોતરણીવાળી આ છતની રચના છે. બહિર્વર્તુલમાં સોળ મોટા કદની મૂર્તિઓ છે. તેમનું કદ ૪'૬" છે અને તેની કોતરણી સુઘડ છે. મધ્યસ્થ આકૃતિ કૃષ્ણની છે અને મંજીરાં, મૃદંગ, વાંસળી, વીણા, ઢોલ વગેરે વાદ્યોવાળી બીજી આઠ નવ

આકૃતિઓ છે. ઉપરાંત ત્રણચાર આકૃતિઓ નૃત્યની સ્થિતિમાં છે. એક આકૃતિ પડી ગએલી છે અને એક નગ્નાવસ્થામાં છે.

જૂનું શામળાજી મંદિર જેનો મંડપ ઈંટોથી ચણેલો છે તેમાં, અને હાલ રઘુનાથજી મંદિર તરીકે ઓળખાતા મંદિરના મંડપમાં પણ આવી જાતની આકૃતિઓ છે.

## પ્લેટ ૧૯

૪૨ શામળાજી મંદિરની એક તકતી. આશરે ૧૨મી સદી ઇસ્વી.

મુખ્ય મંદિરની ત્રણ બાજુએ સૂંઢ વતી લડતા હાથીઓની આકૃતિઓ છે. આ આકૃતિઓની રચના સુરેખ અને પ્રમાણશુદ્ધ છે અને તેમના પગની શૃંખલાઓની કડીઓ તેમજ તેમના સાજ સુંદર પદ્ધતિથી દર્શાવેલાં છે.

## પ્લેટ ૨૦

૪૩ કસનગઢના મંદિરની છત. અંદાજે ૧૫મી સદી ઇસ્વી.

મધ્યમાં, અર્ધા મનુષ્યશરીરવાળી અને નાગની ફણાધારી મસ્તકવાળી એક આકૃતિ ઉપર આરોહણ કરેલા કૃષ્ણભગવાન છે. નાગના શરીરનો નીચેનો ભાગ એ મધ્યસ્થ આકૃતિઓની આસપાસ પોતાના શરીર વડે ગાંઠો પાડતો સુંદર વર્તુલોથી વીંટાએલો છે; અને નાગના શરીરની આસપાસ અર્ધમનુષ્યની આકૃતિવાળી આઠ નાગણો વીંટળાએલી છે. નાગના તેમજ તેમના હાથ પ્રાર્થના રૂપમાં જોડેલા છે. કૃષ્ણના હાથમાં એક પણ અસ્ત્ર નથી એટલે આખી છત કાલિ-નાગ-મર્દન દાખવતી હોય એમ લાગે છે.

૪૩ (अ) વડાલીનો એક પાળિયો. ૧૬ કે ૧૭મી સદીનો શુમાર.

હાથમાં ખડ્ગ અને ઢાલ સાથે ગામની ગાયોનું રક્ષણ કરવા વાઘની સાથે લડતા વીરનું તેમાં આલેખન છે. સૂર્ય અને ચન્દ્રની તેમાં આકૃતિઓ છે અને નીચે લગભગ ભૂંસાઇ ગએલો એક શિલાલેખ છે.

## પ્લેટ ૨૧

૪૪ ખેડબ્રહ્માનું બ્રહ્માજીમંદિર. લગભગ ૧૨મી સદી ઇસ્વી.

મિ. કઝેન્સના મત પ્રમાણે મંદિર બારમી સદીનું છે. પુરાતન મંદિરમાંથી માત્ર ગર્ભભાગ જ સચવાઇ રહેલો છે અને મંડપ તથા મંદિરનું ઇંડું નાશ પામેલાં છે. હાલનો મંડપ ઇંટોથી ચણેલો છે. ભુંસાઇ ગએલી આકૃતિઓ અને કોતરકામ પરથી જણાય છે કે મંદિર ખૂબ પુરાતન છે. મંદિરની ત્રણે બાજુના ગોખલામાં બ્રહ્માની આકૃતિઓ છે. રચના સરળ હોવા છતાં ઉઠાવદાર અને મનોરમ છે.

## પ્લેટ ૨૨

૪૫ લીંભોઇની વાવ. આશરે ૧૭મી સદી ઇસ્વી.

વાવના પ્રવેશભાગ ઉપર એક છત્રી છે. પગથિયાંની શરૂઆતમાં બંને પડખાંની દિવાલોમાં શિવ અને વિષ્ણુની બે સુંદર મૂર્તિઓ છે. ઊંડે ઉતરતાં બંને બાજુએ સુશોભિત કોતરણીવાળા ગોખ છે. આ ગોખમાં હાલ મૂર્તિઓ નથી પણ મૂળે તો તેમની રચના મૂર્તિઓ મૂકવા માટે જ હશે.

વાવનો મુખ્ય કોઠો એ આખા ચણતરને બીજે છેડે છે અને ત્યાં બેસવા માટે પત્થરની સુંદર બેઠક છે, જેની બંને બાજુએ ઉપર ચડવા માટે પત્થરની ગોળાકાર સીડી છે. આ વાવની લંબાઇ ૧૮૦ ફૂટ છે.

## પ્લેટ ૨૩

૪૬ લીંબોઈની વાવ. ૧૭મી સદી ઈસ્વીનો આશરો.

વાવના મુખ્ય કોઠાની બાજુના મંડપમાંથી દશ્ય.

## પ્લેટ ૨૪

૪૭ રોડાનો કુંડ. આશરે ૧૦ અથવા ૧૧મી સદી ઇસ્વી.

કુંડ ખંડિત છે અને એના એક પડખામાંથી પત્થરો ખસી પડેલા છે. બાકીનો ભાગ ઉપેક્ષિત હોવા છતાં હજી સારી દશામાં છે. કુંડના ચારે ખૂણામાં કેટલાંક મંદિરો છે. આમાંનાં બે તો પત્થરોમાંથી ઊગેલાં વૃક્ષોને લીધે ભગ્નાવસ્થામાં છે. ઊતરવાનાં પગથીઆં સામસામી હારોમાં ચોકડીઘાટે મનોહર રીતે ગોઠવેલાં છે. એનું માપ ૮૦'×૬૦' છે. આ કુંડનું ખોદકામ કરવાથી આ સ્થળના કાળ સંબંધી વિશેષ અને સપ્રમાણ હકીકત મળવા સંભવ છે.

## પ્લેટ ૨૫

૪૮ રોડાના કુંડ ઉપરનાં મંદિરોમાંના એક મંદિરના દ્વારનું બારસાખ. શુમારે ૯મી અથવા ૧૦મી સદી ઇસ્વી.

બારસાખ ખૂબ સુંદર કોતરણીવાળું છે અને ઝીણી વિગતોથી ભરચક ભરેલું છે.

૪૯ એ જ બારસાખનો મોટો કરી બતાવેલો એક ભાગ.

એમાં સ્તંભ ઉપરની કોતરણીની વિગતો સ્પષ્ટપણે દેખાઈ આવે છે.

## પ્લેટ ૨૬

૫૦–૫૧ રોડાના કુંડ ઉપર વિષ્ણુ તથા શિવનાં મંદિરો. આશરે ૯મી અથવા ૧૦મી સદી ઇસ્વી.

આ બે મંદિરોની વચમાં એક ત્રીજું મંદિર હતું, પણ હાલ

તેના પાયા સિવાય બીજું કશું ત્યાં નથી. એટલે એમાં કોણ દેવતા હશે તે કલ્પવું મુશ્કેલ છે. શિવનું મંદિર વિષ્ણુના મંદિર કરતાં સહેજ વધારે મોટું છે. આજે આ મંદિરોના ગર્ભભાગમાં એક પણ મૂર્તિ નથી, પણ બાજુના ગોખમાંની વરાહ, નરસિંહ અને ધ્યાનસ્થ વિષ્ણુની આકૃતિઓ ઉપરથી તે વિષ્ણુમંદિર તરીકે અને બીજાના ગોખમાંની શિવ અને ગણેશની આકૃતિઓ ઉપરથી તે શિવમંદિર તરીકે ઓળખાઇ આવે છે.

આ મંદિરોની બાંધણી ઘણી પુરાતન છે અને ૯મી સદીનાં ઓસીઆ જોધપુરના સૂર્યમંદિરની બાંધણીને સારી પેઠે મળતી આવે છે. આ મંદિરસમૂહમાં એક અથવા વધારે સૂર્યમંદિર પણ હતાં અને તે જોધપુરના ઓસીઆ મંદિર કરતાં પણ જૂનાં હોવાં જોઇએ. મંદિરના આગલા ભાગમાં કોતરણીવાળો એક પ્રવેશભાગ છે પણ મંડપ નથી.

પ્લેટ ૨૭

પર–પ૩ મધ્યસ્થ સમૂહમાંનાં બે મંદિરોનો દેખાવ, રોડા. ૯ અથવા ૧૦મી સદી ઇસ્વીનો શુમાર.

બે જુદી જ જાતના પ્રવેશમંડપો અને એક નાનો મંડપ દર્શાવેલાં છે.

પ્રવેશ મંડપના આગળના ઉચ્ચ ભાગમાં એક દેવતાની આકૃતિ છે જેના ઉપરથી મંદિરના દેવતાની ઓળખ થાય છે. નં. પ૩ની આકૃતિ કમાન અને મંદિરનું જોડાણ બતાવે છે.

પ૪ ભિલોડાનો કીર્તિસ્તંભ. આશરે ૧પ સદી ઇસ્વી.

એ સમચોરસ સ્તંભ ૧૯ ફૂટનો છે. એને ત્રણ માળ છે જે ઉપર જવા માટે વચમાં ગોળાકાર સીડી છે. આ સીડી મૂર્તિવાળા મધ્યમંદિરને વીંટળાઇને આવેલી છે. સ્તંભો વડે ઘુમ્મટને

ટેકાવતો કોતરકામવાળો એક ઝરૂખો છે. ઝરૂખાની ચોતરફ બેઠકો છે.

દ્વારની જમણી બાજુએ ગરૂડસહિત વિષ્ણુની એક આકૃતિ છે અને ડાબી બાજુએ પોઠીઆ સહિત શિવની મૂર્તિ છે. દરવાજાની બાજુમાં પોઠીઆ સહિત એક દેવ અને કાચબા સાથે બીજા દેવ છે.

દ્વારની જમણી બાજુએ રાજહંસવાળી બ્રહ્માજીની એક આકૃતિ અને ડાબી બાજુએ સૂર્ય છે. (સૂર્યદેવ, અશ્વ અને બે ચામર ઢોળનાર સાથે છે.)

બીજી ત્રણે બાજુએ હસ્તિ, અશ્વ અને વૃષભ ઉપર બેઠેલી મૂર્તિઓ છે; ઉપરાંત કમણ્ડળ અને માળા ધારણ કરેલી કેટલાક ઋષિઓની મૂર્તિઓ પણ છે; તેમજ રથ અને કમળાસન ઉપર બીજા દેવોની મૂર્તિઓ પણ છે. વૈષ્ણવી, આગ્નેયી, ઐન્દ્રી, મહિષાસુરમર્દિની અને બીજી કેટલીક ઓછીવતી ઓળખાએલી મૂર્તિઓ પણ ત્યાં છે.

દધિમંથન, અશ્વારોહણ, પાલખીવહન, વેણુ તથા અન્ય વાદ્યોનું વાદન, નૃત્ય, ગાયને હાંકવાની તથા વત્સને ખેંચવાની ક્રિયા, ખડ્ગ તથા અન્ય શસ્ત્રોનું ધારણ કરવું ઇત્યાદિ માનવજીવનનાં લગભગ એકસો ને પાંત્રીસ દર્શનો નીચલા ભાગ ઉપર છે.

આ કીર્તિસ્તંભ તેથી ખૂબ આકર્ષક છે અને એ કાળના જીવન ઉપર ખૂબ પ્રકાશ ફેંકે છે.

## પ્લેટ ૨૯

૫૫ વડાલીના વૈદ્યનાથ મહાદેવના મંદિરના શિલાલેખની છાપ. ૧૨૭૩ ઇસ્વી. પૃષ્ઠ ..... ઉપર તેનું વિગતવાર ગુજરાતી ભાષાંતર આપેલું છે.

૫૬ ભવનાથના રામજીમંદિરના શિલાલેખની છાપ. ૧૨૯૮ ઇસ્વી. પૃષ્ઠ ..... ઉપર તેનું ગુજરાતી ભાષાંતર આપેલું છે.

**સમાપ્ત**



50



51

Plate XXVI



પુરાતન અવશેષોવાળાં સ્થળ દર્શાવતો ઈડર સ્ટેટનો નકશો